

# પ્રભુને નામે

તથા

# મહાત્માનું હૃદય.

શ્રીયુત સી. જિનરાજદાસ. એમ. એ. કૃત

# પ્રભુને નામે

તથા

કેરીકોઝીઅર કૃત

# મહાત્માનું હૃદય.



અનુવાદક તથા પ્રકાશક,

મણિલાલ નથુભાઇ દોસી. બી. એ.

રતનપોળ—અમદાવાદ.





અમદાવાદ,—શ્રી સત્યવિજય પ્રિન્ટીગ પ્રેસમાં

શા. સાંકલચંદ હરીલાલે છાપી. પાંચકુવે.



આવૃત્તિ ૧ લી. સન. ૧૯૧૯. પ્રત. ૭૫૦

કીંમત. ૦-૩-૦

# અનુવાદકના બે બોલ.

પૂજ્ય બંધુ સી. જીનરાજદાસે રચેલું 'પ્રભુને નામે' અને ભક્તહૃદય કેરીફ્રોઝીઅરે લખેલું 'મહાત્માનું હૃદય'; આ બન્ને પુસ્તકો નાનાં છતાં અમૂલ્ય છે. તેમની ભાષા સરલ લાગવા છતાં તે પાછળ ઉંડા રહસ્યો રહેલાં છે. માટે આ પુસ્તકોને બીજાં સામાન્ય પુસ્તકોની માફક વાંચી નહિ જતાં, તેનાં વાક્યો પર મનન કરજો-શબ્દોપર મનન કરજો, તેને જીવનમાં ઉતારજો એટલે અનેક ગૂઢ બાબતો સ્વયમેવ સમજાઈ જશે. સાકરનો સ્વાદ કહેવા કરતાં ચાખવામાં વિશેષ આવશે.

રતનપોળ-અમદાવાદ.
તા. ૧૧-૧-૧૯૧૫

મ. ન. દોશી.

મહાત્મા કૂટહુમીને

તેમના

પ્રેમી પુત્ર તરફથી

ભક્તિભાવ સાથે

અર્પણ હો !

# અનુક્રમણિકા.



પૃષ્ઠ.





# પ્રસ્તાવના.

---

ડબલ્યુ એચ, ને.

આપણે ફક્ત એકજ કલાક એકઠા મળ્યા. પણ તે પળથીજ મને લાગ્યું કે મારે તમને કાંઇક સંદેશો આપવાનો છે. તે સંદેશો શો છે તે આ પુસ્તકમાં તમને માલમ પડશે.

તમે તમારા જીવન કાળમાં એવે પગથિયે આવી પહોંચ્યા છો કે જે પગથિયા પર ઉભા રહી તમે હવે સર્વથા સંસારાસક્ત રહી શકો નહિ. તમે પ્રતિષ્ઠિત વ્યાપારમાં જોડાયા છો અને તમે જાણો છો કે વખત જતાં તમે તેમાં ફત્તેહ મેળવશો, અને સુખી થશો. પણ તમને કેટલાક વખતથી લાગે છે કે તમે કેવળ ફત્તેહને માટે જ કામ કરતા નથી. તમને લાગે છે કે તમારા ધંધામાં

તમારે આદર્શરૂપ થવું જોઇએ; અને તમારા આદર્શ-
ને અનુકૂળ થવામાં દુઃખ આવે કે માનભંગ થાય,
છતાં પણ તે આદર્શ પ્રમાણે ચાલવું એ તમને
ઠીક લાગે છે. જે સ્થિતિમાં હજારો મનુષ્યો છે,
તે સ્થિતિમાં તમે હાલ ઉભા છો, તે છતાં તેમના
કરતાં તમે એક રીતે જુદા છો; કારણ કે જે આ-
દર્શ તમને તેના જેવા બનવાની પ્રેરણા કરે છે,
તે તમારી કલ્પનાએ ઉપજાવેલો નથી; પણ તે આ-
દર્શ, જે મહા વ્યક્તિને તમે ગુરૂદેવ–મહાત્મા
તરીકે ગણવાને પસંદ કરો છો તે મહા વ્યક્તિનું
ઝાંખું દર્શન છે. તમને એમ પણ લાગે છે કે જો
આ મહાત્મા ખરેખર વિદ્યમાન હોય અને તમે
તેમને જાણી શકો તો તમે ગમે તે પરિણામ આવે
છતાં સર્વ રીતે તેમને વફાદાર રહી શકશો.
ધ્યાન અને ચિંતન દ્વારા મહાત્માના સંબંધમાં
આવવા- માટે કોઇ એકાંત મઠમાં નાસી ભરાઇ
જવાથી તમે તેમને શોધી શકશો નહિ, એ પણ

તમે જાણો છો. તમારે તમારા પોતાના એકલાનાજ હિતનો વિચાર કરવાનો નથી; કારણ કે તમારા ઉપર પોતાનીજ જરૂરીઆતો વાસ્તે આધાર રાખનારા કેટલાક માણસો છે. તેમને ખાતર તમારે સંસારમાં પડવું જોઇએ એ તમે જાણો છો. પણ આ રીતે સંસારમાં પડવા છતાં જો બની શકે તો કોઇ પણ રીતે તમે ગુરૂદેવની સેવા કરવાને આતુર છો. આવી એક રીત છે, અને તેટલા માટે જ આ પછીનો લેખ તમારે માટે અને તમારા જેવા બીજાઓ જેમની આંખો તમે કલ્પેલી મનુષ્યની ભવ્ય દશાઓ જાણવાને ખુલ્લી થતી જાય છે, તેવાને વાસ્તે હું લખું છું.

દરેક જીવ પાસે દરેક બીજા જીવને આપી શકાય એવો સંદેશો હોય છે, અને હું જે લખું છું તે હમણાં તમને આપવા યોગ્ય મારી તરફનો સંદેશો છે. ખરેખર તે મારો નથી; કારણ કે મને

તે બીજા મનુષ્યો તરફથી મળેલો છે; અને બીજાઓએ વડિલ બંધુઓ તરીકે મને જે સંદેશો આપ્યો છે તે હું એક લઘુ બંધુ તરીકે તમને આપું છું.

સી. જિનરાજદાસ.



# प्रभुने नामे.



## સત્ અને અસત્.

તમે ગુરૂદેવને શોધવા ઈચ્છા રાખો છો, તેટલા માટે તમારે દુનિયામાં રહેવા છતાં અનેક રીતે દુનિયાના થવાનું નથી. પ્રારંભમાં તમારે સત્ અને અસત્‌નો ભેદ જાણવો જોઇએ.

જે વિશ્વમાં આપણે રહીએ છીએ તે ઈશ્વરનું પ્રકટ સ્વરૂપ છે. એ રીતે એક દૃષ્ટિએ અસત્ જેવી કોઈ વસ્તુ નથી, છતાં તે ઈશ્વરનાં સ્વરૂપો ભિન્ન-ભિન્ન પ્રકારનાં હોય છે; અને જેમ આપણે આગળ વધીએ છીએ, તેમ આપણે એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં જઇએ છીએ. આપણે એક પછી બીજા સ્વરૂપને ઓળંગી જઇએ છીએ; અને જે પળે

ઉચ્ચ સ્વરૂપમાં રહેવાને અને કાર્ય કરવાને આપણે શક્તિમાન્ થઇએ છીએ, તેજ પળે આ ઉચ્ચ સ્વરૂપ એ સત્ ઠરે છે; જે સ્વરૂપને આપણે પસાર કરી ગયા તે અસત્ ઠરે છે.

આ તમને ખાસ કરીને લાગુ પડે છે; કારણ કે જો કે તમે દુનિયામાં રહો છો છતાં તમે તેની બાર ગયા છો, અને ઉચ્ચ ભુવનમાં રહેવાને અને કામ કરવાને શક્તિમાન્ છો.

આ કારણથીજ તમે ભાવનાવાદી (idealist) બન્યા છો; કારણ કે ભાવનાવાદને લીધે મનુષ્ય જે ભુવનમાં રહે છે તે ભુવનની સાથે નહિ પણ ઉપરના ભુવન સાથે ઐકય અનુભવવાનો તે નિશ્ચય કરે છે. જેઓ મહાત્માને–ગુરૂદેવને શોધે છે તેઓ સર્વ ભાવનાવાદી હોવા જોઇએ, અને એક જીંદગીમાં સમજી શકાય તેના કરતાં પણ વિશેષ અર્થ એમાં રહેલો છે. પણ તમારે વાસ્તે તો ભાવનાવાદનો અર્થ આ પ્રમાણે છે.

તમારે યથાર્થ રીતે સમજવું જોઇએ કે હવે પછી તમારે વાસ્તે ઉપયોગી ચીજ તમારી આસપાસની દુનિયા નથી પણ તે દુનિયા સંબંધીનો તમારો વિચાર—અભિપ્રાય છે. હરેક મનુષ્યને આ બાબત કેટલેક અંશે લાગુ પડે છે. પણ તમારે તો આ ભાવના ખાસ ખીલવવી જોઇએ કે જેથી તમે બે ભુવનોમાં એક સાથે રહી શકો. એક તો હરરોજની પ્રવૃત્તિમય દુનિયા, જ્યાં તમે જુદા જુદા મનુષ્યોના સંબંધમાં આવો છો, કેટલીક ફરજો બજાવો છો, ને ઋણ અદા કરો છો; બીજી પણ આની આ દુનિયા છે, પણ તે તમે તમારી કલ્પનાશક્તિ વડે જુઓ છો; તે આશા અને ભાવનાના સાક્ષાત્કારથી ભરેલી હોય છે.

સુખની આશાઓ અને જીવનમાંથી ઉદ્ભવતી કલ્પનાઓ ફક્ત ખ્યાલી તરંગો છે, અને તેઓમાં કંઈ સાર નથી, એમ વિચારવામાં મનુષ્ય મોટામાં મોટી ભૂલ કરે છે. વસ્તુતઃ તે આશાઓ અને

કલ્પનાઓ ખરી દુનિયા સંબંધીના આપણુને મળતા આભાસો છે. આ દરરોજની પ્રવૃત્તિમય દુનિયા, એ આપણે મન તો અસત્ દુનિયા હોવી જોઇએ. આ અસત્ દુનિયા આપણુને જરૂરની નથી એમ નથી; પણ તે અસત્ દુનિયાનું મહત્ત્વ, જે સત્ દુનિયામાં આપણે પ્રવેશ કર્યો છે તેના પર આધાર રાખે છે.

ખરી દુનિયા નિરંતર આપણી આસપાસ છે; પણ કોઇ કોઇ વારજ જ્યારે આપણે શાંત અને સુખી મનની સ્થિતિમાં હવામાં કિલ્લા બાંધતા હોઇએ છીએ તે સમયે આપણુને તેની ઝાંખી થાય છે. ખરી દુનિયા આપણી આસપાસ હવાના દબાણની માફક આવેલી છે; પણ જે વખતે આપણે જગ્યાને ખાલી ( હવા રહિત ) કરીએ છીએ તે વખતે હવાના દબાણનું આપણુને ભાન થાય છે, તેવીજ રીતે જ્યારે આપણે હુંપણાને ભૂલી જઇએ છીએ, ત્યારે ખરી દુનિયાનું આપણુને ભાન થાય છે. તે

ખરી દુનિયામાં તમારા જીવનનો પ્રારંભ થાય છે; અને તે કારણથીજ તમે કાંઈક શોધો છો. તે કાંઈક તે તમારૂં ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ છે—ઈશ્વરી અંશ છે. તમારી અંદર રહેલો પ્રભુ તમારી પાસે પ્રેમનાં, સ્વાર્પણનાં, ઉત્પન્ન કરવાનાં, અને મદદ કરવાનાં નિઃસ્વાર્થી કાર્યોની કલ્પનાઓ કરાવે છે. દરેક નિઃસ્વાર્થી વિચાર અને લાગણી એ એક બારી છે કે જે દ્વારા તમે તમારા આત્માનું દર્શન કરી શકો છો.

ભાવનાવાદી જડ આકારોને વિચાર પ્રકટ કરનારાં રૂપો તરીકે ગણે છે. જે દુનિયામાં આપણે ઉન્નતિ ક્રમનું નાટક ભજવીએ છીએ તે દુનિયાની વસ્તુઓને એક બીજી સાથે સંબંધમાં લાવનારા અંશો તે વિચારો છે. આવા દરેક વિચારમાં અનંત રીતે વિકાસ પામવાનું બળ રહેલું છે. તે વિચાર એકની સંખ્યા જેવો છે જે મીડાંની હાર આગળ મૂકવાથી તેની કિંમત્ કરોડો અને અબજોની થઇ શકે છે. ખરા—સત્ વિચારો અમુક

વસ્તુઓ ઉપરથી ઉદ્દ્ભવતા નથી. તેઓનું પોતાનું જુદું જ જીવન હોય છે. આ વિચાર યથાર્થ સમજવો જોઇએ, કારણ કે તેના પર તમારા જીવનના સર્વસ્વનો આધાર રહેલો છે.

સામાન્ય રીતે લોકો પંચ ઇન્દ્રિયોનો ઉપયોગ કરીને અમુક વિચાર પર આવે છે. તેઓ માને છે કે તેમની ઇન્દ્રિયો જે બાબતો જણાવે તે પ્રમાણે તેમણે જીવન ગાળવું જોઇએ. અને તેઓ વળી એમ વિચારે છે કે બીજી કોઈ પણ રીતે જે વિચાર ઉદ્દ્ભવે તે વિચારમાં સત્ય વિચાર જેટલું સંગીનપણું હોઈ શકે નહિ. આ સ્થળે તમારે દુનિયાના લોકોના જેવું થવું નહિ. તમારે યથાર્થ વિચારવું જોઇએ કે તમારી ઇન્દ્રિયો એ તમારાં કામ કરવાનાં સાધનો છે; તે તમારા સ્વામી નહિ પણ માત્ર સેવકો છે. તમારી ખરી દુનિયા રચવામાં તમે જે હક તે ઇન્દ્રિયોને આપો તે કરતાં વધારે તમને મળવો જોઇએ નહિ. હવે આ અધિ-

કાર કેટલે અંશે ઇન્દ્રિયોને આપવો એ તમારે શીખવા લાયક બાબતોમાંની એક બાબત છે.

લોકો જેને “ખરી વસ્તુની કિંમત” કહે છે તે બાબતમાં ખાસ ચેતવા જેવું છે. જ્યારે વિજ્ઞાન શાસ્ત્રની રીતે અમુક બાબતો સિદ્ધ કરવામાં આવે ત્યારે તે ખરી વસ્તુઓ કહી શકાય; પણ કેળવાયેલા વિજ્ઞાન શાસ્ત્રીઓને વાસ્તે પણ આ કામ ઘણું કઠિન છે. જ્યાં જ્યાં તમને કોઈ ખરી વસ્તુ જણાય ત્યાં ત્યાં તમે તેને માન આપજો, કારણ કે, ખરી વસ્તુ એ પણ ઈશ્વરનું એક સ્વરૂપ છે. પણ જો કે ખરી વસ્તુ એ ઈશ્વરનું એક સ્વરૂપ છે, છતાં તેની જે કિંમત તમે આંકો છો, તે કિંમત ઉચ્ચ ભુવનને લગતી છે. તમારી અપેક્ષાએ ખરી વસ્તુ એ અસત્ દુનિયાની છે, પણ તેની કિંમત સત્ દુનિયાની છે. હવે પાછી વસ્તુઓ કરતાં વિચારો તમારે મન વધારે મહત્ત્વના છે.

દરેક ભાવનાવાદી ખરી દુનિયાનો રચનાર છે.

જે પ્રમાણમાં તેની આશાઓ અને ભાવનાઓ ખરી બાબતોને મળતી આવે છે, તે પ્રમાણમાં તેની રચનાનું સંગીનપણું છે, અને જે પ્રમાણમાં તે નથી મળતી આવતી તે પ્રમાણમાં તેમનું અસ્થિરપણું છે, પ્રભુના ઉચ્ચ સ્વરૂપમાં જો જીવનનો અનુભવ કરવો ાય તો પ્રભુના હલકા સ્વરૂપનું માપ કરવામાં આપણે સત્યનિષ્ઠ બનવું જોઇએ. ઇન્દ્રિયો મારફતે બરાબર અવલોકન કરવાને જે પ્રમાણમાં મનને કેળવવામાં આવ્યું હશે, તે પ્રમાણમાં આદર્શ દુનિયામાં જીવનનો સાક્ષાત્કાર ત્વરાથી થઇ શકશે.

નીચેના ભુવનનો ખરેખરો ચિતાર ઇન્દ્રિયો તમને આપી શકે તેવી રીતે તેમને કેળવો; એટલે તમારા વિચારો કેવળ હવાઈ કિલ્લા જેવા નહિ થાય, પણ તેમનામાં ઉત્પાદક શક્તિ ( originality )આવશે. ઇન્દ્રિયોથી મળતા સંસ્કારોને ધ્યાનમાં લો, પણ તેમનાથી લેપાઈ જતા નહિ; એટલે તમારી કલ્પનાશક્તિ પ્રભુના ઉચ્ચ સ્વરૂપને અનુકૂળ

રચનાઓ રચશે; અને તમારા આત્માને કામ કરવાનું ક્ષેત્ર પણ હવે પછી તેજ થશે.

જ્યાં જ્યાં કલ્પનાશક્તિ રચે છે, ત્યાં ત્યાં તેની રચનાઓ સત્યને મળતી આવે છે તમે ક્યાં સાધનો વડે તે રચો છો તે બીલકુલ મહત્ત્વનું નથી. તે સાધન કાંતો માનુષી પ્રેમ હોય, અથવા ધાર્મિક ભક્તિભાવ હોય, અથવા જ્ઞાનની તૃષા હોય, અથવા તો કળાનો ઉચ્ચ આદર્શ હોય. તે રચનાનું કદ, અથવા તો તેનું સૌંદર્ય, એ બહુ અગત્યની બાબત નથી. એમ પણ બને કે તમારામાં ભાવના ભાવવાની શક્તિ ન હોય અને તમારી તે રચના ઝાંખી પડી જાય, અને આમ પણ બને કે જેમ જેમ તમારી કલ્પનાશક્તિ વધતી જાય, તેમ તેમ તમે પ્રથમના કરતાં વધારે વિશાળ અને વધારે સુંદર રચનાઓ રચી શકો.

બાળકની ભાવના હોય અને તે થોડાક કલાક અથવા તો થોડા દિવસ ચાલે, અથવાતો હૃદયની

અને મનની પૂર્ણ શક્તિઓ અમુક આદર્શને અર્પણ કરેલી હોવાથી તે એક યુગ સુધી ચાલે; પણ બન્ને બાબતમાં તે રચના—મકાન કોઇ અંદર રહેનાર વગરનું ખાલી પડયું રહેતું નથી. જ્યાં સુધી તે રચના ચાલે છે, ત્યાં સુધી તેમાં કોઇ વસે છે અને તે અંદર વસનારો તે ભાવનાવાળી તરફ દૃષ્ટિ કરે છે અને હજી વધારે સુંદર રચના રચવાને પ્રેરે છે.

આ આખા વિશ્વમાં ફક્ત એકજ પુરૂષ છે, અને તેજ તમારી આદર્શસૃષ્ટિમાં રહે છે. તમે અને હું અને આપણી આસપાસના લાખો મનુષ્યો એમ વિચારે છે કે હું એક વ્યક્તિ છું અને હું બીજાથી ભિન્ન છું; પણ આ એક ભ્રાન્તિ છે, અને તે ભ્રાન્તિ દૂર કરવામાં જીવનનું સઘળું સુખ રહેલું છે. આપણે આપણી બહારની ઉપાધિને વળગી રહીએ છીએ, અને તેના વિના આપણે હયાતજ નહિ રહી શકીએ, એવું માનીએ છીએ; પણ જે જમાના

રસજ્ઞ! શું તમે તમારી કળાની બુદ્ધિએ રચેલા નમુના સાથે ઐકય અનુભવવામાં હુંપણું ભૂલવાનો આનંદ કદાપિ અનુભવ્યો નથી? શું તમે બીથોવનનું ઉમદા સંગીત સાંભળવામાં વ્યક્તિભાવ ભૂલી જવા સાથે અવર્ણનીય અદ્ભુતતાનું દર્શન નથી અનુભવ્યું? દરિયાકિનારે ફરવા જતાં પવનનો ભેટો થતાં તમે તમારી જાતને ભૂલી જઈ, આનંદરૂપ બની ખુલ્લા હાથે આનંદને ભેટવા જતા હો એવું કદાપિ અનુભવ્યું છે? આપણા જીવનની ઉમદા પળોમાં આપણે અનુભવથી જાણીએ છીએ કે આ હુંપણાની મર્યાદાને તોડવામાંજ સુખ રહેલું છે. આખા બ્રહ્માંડમાં ફક્ત એકજ વ્યક્તિ છે અને તેને શોધવાનેજ આપણે જીવીએ છીએ.

તે તમે પોતેજ છો, કારણ કે તમે પોતે પણ તેનું એક સ્વરૂપ છો. પણ તેના ખરા સ્વરૂપમાં તમે તેને જોઇ શકતા નથી. તેનો પ્રકાશ તમને અંધ બનાવી દે, તમને મુંગા બનાવી દે; અને

તેટલા માટેજ તમારા પ્રેમની ખાતર તે પોતાનું તેજ મંદ કરે છે અને તમે જેમના પર પ્રીતિ રાખો છો તેમના વદન દ્વારા તમને તે નિહાળે છે. તમે તેમને તેમનામાં રહેલી તેની સુંદરતા ખાતર ચાહો છો ને તે તેમનામાં રહેલું આકર્ષક તત્ત્વ શોધતાં તમને શીખવે છે, કે જેથી તમે તમારી પ્રત્યેના તેના પ્રેમને કંઇક જાણી શકો. તમારી આદર્શ-ભાવનામાં તમે જે કિલ્લાઓ રચો છો, તેમાં તે વિશેષપણે પ્રકટ થાય છે. તમારા ગુરૂદેવમાં તેથી પણ વિશેષપણે તમે તેને જોઇ શકશો. આ કારણ-થીજ જેમ તમે વિશેષ ભાવનાવાદી થતા જશો તેમ તેમ જરૂર કોઇ મહાત્માને શોધી કાઢશો, કારણ કે તમને અસત્‌માંથી સત્‌માં દોરી લઈ જવા એ મહાત્માનું કામ છે.



## ગુરૂદેવ–મહાત્મા.

તમે તમારા ગુરૂદેવને ઓળખો, તે પૂર્વે હજારો વર્ષથી તેણે તમને ઓળખ્યા છે, તમારી તપાસ રાખી છે, અને તમને પ્રોત્સાહન આપ્યું છે. જેવી રીતે પુષ્પ પર સૂર્ય પ્રકાશે છે, તેવી રીતે તે તમારા ઉપર પ્રકાશી રહ્યા છે, અને તમારાથી અજ્ઞાતપણે તેમણે તમને આગળ વધવામાં મદદ કરી છે. જ્યારે પ્રભુ તમારી કલ્પના સૃષ્ટિ તરફ દૃષ્ટિ ફેંકતો હતો, અને તમને ધૈર્ય આપતો હતો તે વખતે ત્યાં પણ ગુરૂદેવ હતા; કારણ કે પ્રભુની સાથે તેમનો અભેદભાવ છે. તમારી કલ્પના સૃષ્ટિ રચવામાં ગુરૂદેવજ તમને દોરતા હતા. જ્યારે તમે પોતાને આદર્શ પ્રેમી, આદર્શ સંત, આદર્શ તત્ત્વ-જ્ઞાની અથવા તો આદર્શ પરોપકારી તરીકે કલ્પતા હતા તે તેખતે તમે તે ગુરૂદેવનાંજ કેટલાંક તત્ત્વોને તમારી કલ્પના વડે જોતા હતા, તે કારણથીજ તે સ્વપ્ન–તે કલ્પના એટલી આબેહુબ લાગતી હતી, અને તેથીજ આખા જગતમાં તે એકજ સત્ય વસ્તુ

લાગતી હતી. આ આદર્શ તે ગુરૂદેવનું પહેલ વહેલું ઝાંખું દર્શન છે.

પ્રભુની સાથે ઐક્ય—અભેદભાવ અનુભવવા છતાં ગુરૂદેવ તે શરીરધારી જીવતા પુરૂષ છે. તમે જે સ્થિતિમાં હાલ છો, તે સ્થિતિમાં તે ઘણા જમાના પૂર્વે હતા, અને તમારી માફકજ અનેક મુસીબતોમાં થઈને પસાર થતા હતા અને દુઃખ ભોગવતા હતા. પણ તે પોતાના સાધ્ય બિન્દુએ પહોંચી ગયા છે. તમે કોઈને પણ—સ્ત્રી, કે બાળક, કે મિત્રને ચહાતા હો, તે બધાંના કરતાં તે ગુરૂદેવ ઇશ્વરી જીવનનું વધારે ઉચ્ચ પ્રકટ સ્વરૂપ છે. તે તમારા માટે પ્રભુ સમીપ જવાનું દ્વાર છે. જેવી રીતે તેમના હાથે દોરાવું એ તમારો અનિવાર્ય અધિકાર છે, તેમ પ્રભુ પાસે તમને લઈ જવા એ તેમનું નિયત કર્તવ્ય છે.

તમે કોઈક દિવસ તેમને નજરોનજર જોઈ શકશો. અને હાલ જેવી રીતે તમારા આંતર

આત્મામાં તેમને ઓળખો છો, અને આંતર અને ખરી દુનિયામાં તેમને પૂજો છો, તેવી રીતે તેમની હયાતીની તમારી બાહ્ય ઇન્દ્રિયોને પણ ખાતરી થશે; અને જેવી રીતે તમારા જાતિબંધુઓને તમે જોઇ શકો છો, સાંભળી શકો છો, સ્પર્શી શકો છો, તેવી રીતે તે ગુરૂદેવને તમે જોઇ શકશો, સાંભળી શકશો, સ્પર્શી શકશો, છતાં પણ જ્યાં સુધી તમે તેમની દુનિયામાં રહી શકો નહિ ત્યાં સુધી તેમના ખરા સ્વરૂપનું તમને બહુ ઓછું જ્ઞાન થશે. ગુરૂદેવ પોતાનું વિશાળ જીવન ભાવનાસૃષ્ટિમાં ગાળે છે. તેમના ખરા સ્વરૂપમાં તેમને પિછાનવાને તમારે તેમની દુનિયામાં ઉંચે ચઢતાં શીખવું જોઇએ. અને જો તમારી ભાવના દ્વારા તમે તેમની દુનિયામાં જઇ શકો તો પછી તમે તમારી બાહ્ય ઇન્દ્રિયોથી તેમને ઓળખો કે નહિ એ બીનમહત્વનું છે. કારણ કે તમારે વાસ્તે તો ઇન્દ્રિઓ એ અસત્–દુનિયાને લગતી છે. હૃદયમાંથી જે ધીમો નાદ

નીકળે છે, તેજ સત્યતાનું ભવ્ય સ્વરૂપ છે. મીણુ-બત્તી હવા વગર બળી શકતી નથી, પણુ વીજ-ળીનો દીવો હવાના અભાવમાં વધારે જોશથી પ્રકાશે છે, તે જુઓ !

તમારી સ્થિતિ પણુ હાલ તેવીજ છે. તમે તમારી ઇન્દ્રિયોને આધીન નથી, કારણુ કે તમારામાં ઉચ્ચ ભાવનાનું—આદર્શનું ચિંતન કરવાની શક્તિ છે; અને આ શક્તિ તે ઇન્દ્રિયો કરતાં પણુ વધારે વિશ્વાસ પાત્ર છે.

તમે તો ક્યારનાએ ગુરૂદેવને જોયા છે. તમા-રી દરેક ઉચ્ચ ભાવના વખતે તે હાજર હતા. જેમને તે ચાહે છે, તેમને મદદ કરવાથી તમે તેમને વધારે ઓળખી શકશો.

તે સર્વ મનુષ્યોને ચાહે છે, અને પોતાના પ્રેમનું ક્ષેત્ર વધારે ને વધારે વિશાળ બનાવવા અને બને તેટલાં નવાં કેન્દ્રો દ્વારા તે પોતાનો પ્રેમ પ્રકટ કરવા ઇચ્છે છે. તમે કહો છો કે તમે ગુરૂદેવને

શોધો છો, પણ ખરી રીતે તે તમને શોધે છે, કારણ કે તે તમને એક કેન્દ્ર બનાવવા માગે છે, કે જે દ્વારા તમે જેમના સંબંધમાં આવો તેમના પ્રત્યે તે પોતાનો પ્રેમ દર્શાવી શકે. તમને તે કેન્દ્ર તરીકે વાપરી શકે, એવી સગવડ કરી આપો એટલે જરૂર તે તમારી સમીપ જ રહેશે.

તમે પૂછશો કે આ કેવી રીતે બની શકે? તમારી આસપાસના મનુષ્યોની જીંદગી વધારે સુખી અને સગવડ ભરી કરવાને તમારી બધી શક્તિઓનો ઉપયોગ કરવાથી તમે આ કામ કરી શકશો.

એક ઉચ્ચ જીવનનો અભિલાષી પુરૂષ કેવી રીતે ગુરૂદેવને શોધી કાઢે એ પ્રશ્નના જવાબમાં મારા ગુરૂદેવે કહ્યું હતું કે “ **સઘળાં સારાં કામ તેમના નામથી, અને મનુષ્યજાતિના પ્રેમ-ની ખાતર કરવા માંડો.** ”—એટલે ગુરૂદેવ મળ્યા વગર રહેશે નહિ. દર રોજ અને દર કલાકે, બીજાનો બોજો તેનાથી સહન થઇ શકે તેટલો

હલકો બનાવવાને યોજનાઓ રચો અને ધીમેથી તમારા મનમાં કહો–'**પ્રભુના નામે**'.

હાલ ગુરૂદેવ દુનિયાને વાસ્તે શું કરે છે અને તેના કલ્યાણને માટે તેમણે કેવી યોજનાઓ રચી છે, તે સમજવા લાગો કે જેથી તમે તેમને તેમના કામમાં મદદ કરી શકો. જેવી રીતે તે પ્રભુ સાથે ઐક્ય ધરાવે છે, તેવીજ રીતે મનુષ્યો સાથે પણ તેમનું ઐકય છે. તે ઈશ્વરી યોજનાને જાણે છે. તે યોજનાનો હેતુ સર્વનું કલ્યાણ કરવાનો છે. વળી સાક્ષાત્કારથી આપણે કેટલા દૂર છીએ, તે પણ તે જાણે છે. કરોડો મનુષ્ય જેમને તે ચાહે છે, તેમને પ્રભુના સાક્ષાત્કારની વધારે ને વધારે સમીપ લાવવાને તે નિરંતર કામ કરી રહ્યા છે.

ગુરૂદેવની સાથે સહકારીપણે કામ કરવાને તમારે ઈશ્વરી યોજના જાણવી જોઇએ. જેટલા પ્રમાણમાં તમે તે યોજના સમજી શકશો તેટલા પ્રમાણમાં તમે તેમને કેવી રીતે મદદ કરી શકે તે તેઓ તમને જણાવશે.

## ઈશ્વરી યોજના.

મારા ગુરૂદેવે કહ્યું છે કે–ઉન્નતિક્રમ એજ ઈશ્વરી યોજના છે. ઉન્નતિક્રમ શું છે તે તમે વિજ્ઞાન શાસ્ત્રે એકઠી કરેલી હકીકત પરથી કેટલેક અંશે જાણી શકશો. પણ તમે નીચે જણાવેલાં ત્રણ મહાન સત્યો સમજશો ત્યારે જ તેનો અર્થ યથાર્થ જાણી શકશો. તે સત્યો આ પ્રમાણે છે, (૧) **જીવન સર્વત્ર છે.** (૨) **જીવન મરતું નથી.** (૩) **જીવન વિકાસ પામે છે.**

**જીવન સર્વત્ર છે.** કોઇ પણ વસ્તુ નિર્જીવ નથી. તમારી આંખે એક ખડક તદ્દન નિર્જીવ લાગે છે; પણ તેનામાં પણ એક પ્રકારનું જીવન છે, જે તમે જોઇ શકતા નથી, અથવા તો જેનો તમને ખ્યાલ આવતો નથી. છોડવાના, પ્રાણીના, મનુષ્યના જીવનનો તમારી ઇન્દ્રિયોથી ખ્યાલ આવે છે, પણ તે જીવન પત્થરમાં રહેલા અદૃશ્ય જીવનથી જુદા પ્રકારનું નથી. આકાશમાં એવું એક પણ બિન્દુ

ખાલી નથી કે જે જીવન વગરનું હોય. આપણી ઉપર, નીચે, આસપાસ, અંદર, સર્વ વસ્તુઓમાં એક જીવન વ્યાપી રહેલું છે; અને તે જીવન પ્રભુના સ્વભાવનું એક પ્રકારનું પ્રકટ સ્વરૂપ છે.

**જીવન મરતું નથી.** આપણે ફેરફારોને અને મરણને આધીન દુનિયામાં રહીએ છીએ, અને આપણને લાગે છે કે સઘળી વસ્તુઓ નાશ પામવી જોઇએ. કુદરતની અંદર જ્યાં ત્યાં પરસ્પર એક બીજાની કતલનો ત્રાસદાયક દેખાવ નજરે પડે છે. પણ ખરી રીતે એમ નથી. જ્યાં જ્યાં આકાર છે ત્યાં ત્યાં ફેરફાર અને મરણ અનિવાર્ય છે. પણ આ ફેરફાર અને મરણ એટલા માટે થાય છે કે તે જીવન પ્રથમના કરતાં વધારે સારા રૂપમાં પ્રકટ થઇ શકે.

દરેક સજીવ વસ્તુમાં બે તત્ત્વો હોય છે. એક તો પ્રકૃતિનું બનેલું રૂપ, અને બીજું તત્ત્વ ચૈતન્ય છે, જે, તે રૂપ અથવા આકાર બાંધવાનું કામ કરે

છે. મરણ ફક્ત રૂપ અને આકારનેજ અસર કરી શકે છે. પણ જે ચૈતન્યને લીધે તે આકાર ટકી રહ્યો હતો તે ચૈતન્યનું મૂળ ઇશ્વરમાં હોવાથી તે મરણ પછી પણ ટકી રહે છે. જો તમે સાંભળી શકો તો કુદરત આનંદભેર બોલે છે કે "મરણ છેજ નહિ." ગ્રીષ્મ ઋતુને અંતે ગુલાબ કરમાય છે, અને તેનાં પાંદડાં ખરી પડે છે, છતાં તે જીવે છે. તે વધારે સુંદર પાંદડાંથી સુશોભિત બની ફરીથી દેખાવ દેશે. જે પશુ પોતાના શત્રુનું ભક્ષ્ય થઇ પડે છે તે પશુ વધારે મજબુત અને વિકાસ પામેલા આકારમાં ફરીથી પ્રકટ થાય છે.

જીવન આકારોને એટલા માટે રચે છે કે તે દ્વારા પોતાને વધારે વિશાળ જીવનનો અનુભવ થઇ શકે. જ્યારે અમુક આકાર વિશાળ જીવનને અનુભવવામાં હરકતરૂપ થાય છે, ત્યારે તે આકાર ફેંકી દેવામાં આવે છે; અને જે તત્ત્વોનું તે શરીર બન્યું હતું, તે તત્ત્વોમાં તે ભળી જાય છે. આકારો

નાશ પામે છે, પણ તેમાં રહેલું જીવન તો નિત્ય છે અને સદા ટકી રહે છે, કારણ કે તે એક જીવનનો ભાગ છે. તે ઈશ્વરી નિયમાનુસાર પાછું આવે છે, અને ફરીથી નવા આકારો રચે છે.

**જીવન વિકાસ પામે છે.** પ્રભુ શક્તિ, સૌન્દર્ય, જ્ઞાન, અને પ્રેમ રૂપ છે. અને તેની ઇચ્છા છે કે તેણે ઉત્પન્ન કરેલી સર્વ વસ્તુઓ તેના સ્વરૂપની ભાગીદાર થાય, અને તેની સાથે આનંદની ભોક્તા થાય. માટે પોતે ઉત્પન્ન કરેલી સૃષ્ટિમાં પોતાના જીવનથી તે વ્યાપી રહે છે. તે જીવનદ્વારાજ તે સર્વ જીવોને પોતાનું સ્વરૂપ જણાવવા સંકલ્પ કરે છે, અને તેથી તેણે તે જીવનમાં વિકાસની બુદ્ધિ મૂકેલી છે, જેને આપણે ઉન્નતિક્રમનું નામ આપીએ છીએ.

આ વિકાસની બુદ્ધિને લીધેજ વિકાસક્રમનાં જુદાં જુદાં પગથિયાંને અનુકૂળ આકારો પ્રકૃતિમાંથી રચવામાં આવે છે. ખનિજમાં રહેલું જીવન પ્રભુનું

બહુજ ઓછું સ્વરૂપ પ્રકટ કરે છે; વનસ્પતિમાં રહેલું જીવન તેથી વધારે સ્વરૂપ પ્રકટ કરે છે; પશુઓમાં તેથી પણ અધિક સ્વરૂપ પ્રકટ થાય છે; અને મનુષ્ય ખુલ્લી રીતે પ્રભુનું ઘણુંજ વિશાળ સ્વરૂપ પ્રકટ કરી શકે છે.

આ વિકાસક્રમની યોજના સમજવી તેના કરતાં વધારે ઉત્સાહપ્રેરક બીજો વિષય કોઇ નથી. રસાયનશાસ્ત્રનો અભ્યાસ કરો, એટલે તેના પરમાણુઓમાંથી દ્વયણુક ત્ર્યણુક કેવી વિચિત્ર રીતે બંધાય છે, અને તેમાંથી સેંદ્રિય અને નિરિન્દ્રિય વસ્તુમાં જીવન કેવી રીતે આવે છે તેનો કાંઇક ખ્યાલ તમને આવશે. આ રચનાના દરેક ભાગમાં પ્રભુનો હાથ હોય છે.

જુદી જુદી શક્તિઓનું નવું જોડાણ પ્રભુના સ્વરૂપનો કાંઇક વિશેષ ભાગ પ્રદર્શિત કરે છે. આગળ ચાલતાં આપણને માલમ પડે છે કે કેવી સુંદર રીતે ખનિજ પદાર્થોને રચે છે. તેમાં

વાણુ તે કેવી રીતે મનોહરતા અને સમાપતા મૂકે છે કે જેથી તેનું સ્વરૂપ વિશેષપણે તે દ્વારા પ્રકટ થઇ શકે! વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરો, જંગલોમાં અને ખેતરોમાં જાઓ, અને જાતે વસ્તુઓને નિહાળો, અને તે છોડવા તથા વૃક્ષોનું જીવન અનુભવવા પ્રયત્ન કરો, એટલે પ્રભુએ તેમાં પણ પોતાનું કેટલું બધું સ્વરૂપ વ્યક્ત કર્યું છે, તેનો ખ્યાલ તમને આવશે. પ્રાણિવિદ્યાનો (Zoology) અભ્યાસ કરો. પ્રાણિવર્ગમાં આવેલા આકારોનો ઘાટ, ટેવ વગેરેનું અવલોકન કરો, પણ તે કરતાં પણ તે પ્રાણિઓને સમજો અને તેમના પર પ્રેમ રાખો, એટલે તમને જણાશે કે એક પડદો ઉપડયો, અને તમે પ્રભુની વધારે સમીપ આવતા ગયા. મનુષ્યોનાં હૃદયો તપાસો, અને તેઓનો બોજો ઉચકવામાં મદદ કરો, એટલે તમે પ્રભુની સાથે એક છો એનું તમને જ્ઞાન થશે.

આ અવર્ણનીય અને અદ્ભુત યોજના કે

જેને ઉન્નતિક્રમ કહેવામાં આવે છે, તેમાં ખાસ કરીને એક બાબત તમારે બરાબર રીતે સમજવી જોઇએ, અને તે બાબત મનુષ્યોના વિકાસ માટેની ઈશ્વરી યોજના છે. પ્રાણિવર્ગમાં વિકાસની આવી સ્વાર્થ અને હુંપણું છે, કારણ કે તે વર્ગમાં પ્રભુ આકારોની રચના કરતો હોય છે. તે આકારો બાંધે છે, અને તે મજબુત છે કે નહિ તેની કસોટી કાઢે છે. નિર્બળ આકારોને તે ફેંકી દે છે, તે પોતાનાં તત્ત્વોમાં ભળી જાય છે; અને મજબુત આકારોને તે એવી રીતે ઉપયોગમાં લે છે કે તેઓ તે તત્ત્વોમાંથી વધારે મજબુત થતા જાય છે, અને વધારે વિવિધતાવાળા બનતા જાય છે; અને ઓછી વિવિધતાવાળા અને ઓછા વિકાસ પામેલા આકારો દ્વારા તે જે ગુણો પ્રકટ ન કરી શકે અને વિકસાવી ન શકે તે ગુણો આ વિવિધતાવાળા આકારો દ્વારા તે પ્રકટ કરી શકે છે અને વિકસાવી શકે છે. 'જીવનનો કલહ અને ઉત્તમનો ઉત્કર્ષ' તે

પણ તેની જ યોજનાથી ઉદ્ભવેલા છે. પોતાના પ્રતિનિધિઓ મારફતે તે કામ કરે છે, તે અમુક આકાર અને અમુક નમુના પસંદ કરે છે. અમુક આકારની તે દરકાર કરતો નથી, પણ તે આકારની પાછળ રહેલા જીવનની અને તેના વિકાસની તે હંમેશાં કાળજી રાખે છે. આ પ્રાણિવર્ગની સ્થિતિમાં જીવનનો વિકાસ જે રીતિથી કરવામાં આવે છે તેને સ્વાર્થનું નામ આપવામાં આવે છે.

પણ મનુષ્ય એ આત્મા છે. તે પોતાના કરતાં નીચેના સઘળા જીવો કરતાં તદ્દન જુદો પડે છે. વનસ્પતિ અને પશુના જીવન કરતાં મનુષ્ય જીવનમાં પ્રભુનું વિશેષ સ્વરૂપ અને તેના સ્વભાવનું વિશેષ પ્રાકટ્ય માલમ પડે છે. વનસ્પતિ અને પશુને જે યોગ્ય ગણાય તે મનુષ્યને વાસ્તે બીલકુલ યોગ્ય ગણી શકાય નહિ. સ્વાર્થથી મનુષ્યોના આકારો—દેહો રચાયા, પણ આત્મભોગથી—સ્વાર્થ ત્યાગથી મનુષ્યોરૂપી આત્માઓએ પ્રભુના ઉત્કૃષ્ટ

સ્વરૂપના પ્રકટપણા વાસ્તે પ્રણાલિકારૂપ બનવું જોઈએ

ઈશ્વરી યોજના મનુષ્યોને સુખી બનાવવાની છે; પણ પ્રભુના જે ઉચ્ચ સ્વરૂપો તે વનસ્પતિ કે પ્રાણિ વર્ગમાં પ્રકટ કરી શકે નહિ તે ઉચ્ચ સ્વરૂપો જે પ્રમાણમાં મનુષ્યો પોતાનામાં પ્રકટ કરી શકે તે પ્રમાણમાં તેઓ સુખી થઇ શકે; તે વાસ્તે દરેક જીવે પ્રવૃત્તિ કરવી જોઇએ, અને તેની પ્રવૃત્તિ ઈશ્વરી યોજનાને બાધક નહિ પણ સાહાય્ય કરનારી હોવી જોઇએ. મનુષ્યો પ્રભુના કામમાં આત્મભોગ અને સેવાથી મદદ કરી શકે.

**સુખ સેવાથી જ મળી શકે છે,** એ મનુષ્યોને શીખવવાને પ્રભુએ દૃશ્ય અને અદૃશ્ય સૃષ્ટિ રચી છે. તે ભુવનો રચે છે અને તેને જીવોથી ભરે છે; ખંડો ઉભા કરે છે અને તેમનો નાશ કરે છે; સુધારાઓ રચે છે, અને તેને ખેદાન મેદાન કરે છે. આ બધું તે મનુષ્યોને ઉપર જણાવેલો પાઠ શીખવવાને કરે છે. તે, એક દેશમાં અમુક પાઠ

શીખવાને અને બીજા દેશમાં બીજો પાઠ શીખ-વાને જીવોને પૃથ્વીપર શરીરો સાથે મોકલે છે. તે તેમને કેટલીકવાર પુરૂષો તરીકે અને કેટલોક વાર સ્ત્રીઓ તરીકે જન્મવાને દોરે છે. મનુષ્યે વાવેલાં સારાં કે નરસાં બીજ પ્રમાણે દરેકને સુખ કે દુઃખનો પાક તે આપે છે. સ્વામી તરીકે, સેવક તરીકે, શિક્ષક તરીકે, વૈદ્ય તરીકે, વેપારીતરીકે, આવા એક હજાર અને એક ધંધાદારી તરીકે અને એક હજાર અને એક દેશમાં આપણી આસપાસ આ પાઠ શીખવવાને અનેક પ્રકારના સંયોગો તે ઉત્પન્ન કરે છે. પ્રજાઓની ચડતી તથા પડતી તથા વિવિધ પંથો, ધર્મો વિજ્ઞાન શાસ્ત્રો, કળાઓ અને તત્ત્વ જ્ઞાનોનો ઉદય અને અસ્ત આ સઘળાં તેની રમ-તના દાવ છે કે જે મારફતે આપણે તે પ્રભુના ઉચ્ચ જીવનની પ્રણાલિકાઓ બનીએ.

ત્યારે સ્વાર્થ એ પ્રાણિ વર્ગમાં ઉન્નતિનો નિયમ છે; પણ મનુષ્યોને વાસ્તે તો સ્વાર્થત્યાગ એજ ઉન્નતિનો નિયમ છે.

## ઈશ્વરી યોજનાના નિયામકો.

ઈશ્વરી યોજનારૂપી ઉન્નતિક્રમ કુદરતમાં યંત્રની માફક ચાલતો નથી, પણ ઉન્નતિક્રમના દરેક પગથિયે દેવો પોતાના સંમુખ આવેલા નમુનાને જેમ બને તેમ મળતા આવે તેવા આકારો બાંધવાના કામને દોરતા હોય છે; કારણ કે ઈશ્વરે એક નમુનો તૈયાર કર્યો છે, અને તે નમુના પ્રમાણે સર્વ વસ્તુઓ બનતી જાય છે.

આ પૃથ્વીપર ઈશ્વરી ઇચ્છાને અનુસરીને ઉન્નતિ ક્રમને જેઓ દોરે છે, તેઓનું એક મહાન્ શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળ બનેલું છે. તેઓ પ્રભુના જીવન તથા પ્રેમ અને કુદરત તથા મનુષ્યના જીવનની વચમાં ઉભેલા છે. તેમની મારફતે જગતના ઉન્નતિક્રમને સારૂ જોઇતું બળ વહ્યાં કરે છે. તેઓ પ્રકટ તેમજ ગુપ્ત રીતે કાર્ય કર્યા કરે છે, અને તેઓના સેવક તથા સહાયક તરીકે તેમના હાથ નીચે કામ કરવું એ ખરેખર મોટો અધિકાર છે.

પૂર્ણતા પ્રાપ્ત કરવાના માર્ગમાં દરેક જીવને જંગલી મનુષ્ય, સુધરેલો મનુષ્ય, ભાવનાવાદી, મહાત્માનો શિષ્ય, મહાન્ શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળનો દીક્ષિત અધિકારી, અને મહાત્મા, આ બધાં પગથિયાં અનુક્રમે પસાર કરવાં પડે છે. દીક્ષિત શિષ્ય તરીકે, વિશ્વ પર રાજ્ય ચલાવનાર વિશ્વવ્યવસ્થાપકમંડળનો તે સભાસદ બને છે; અને મહાત્મા તરીકે, તે મંડળના એક ખાતાના કામનો અધિકારી બને છે. આ મહાત્માઓની દેખરેખ નીચે દુનિયા અને તેની સાથે મનુષ્યજાતિ વિકાસ પામતી જાય છે; તેમની દેખરેખ નીચે ખંડો હયાતીમાં આવે છે અને નાશ પામે છે; કુદરતમાં જીવનનો કલહ પણ તેમનીજ દેખરેખ નીચે ચાલે છે, અને સૌથી ઉત્તમ આકારોના પ્રકટીકરણને પણ તેઓજ દોરે છે; કે જેથી જેમ બને તેમ જલ્દીથી જીવો વિકાસ પામે. ખનીજમાં, વનસ્પતિમાં, અને પ્રાણિવર્ગમાં વિકાસના દરેક

પગથિયે તેઓ તપાસ કરતા અને દોરતાજ હોય છે. આમ કરવામાં તેઓનો ઉદ્દેશઃકુદરતની શાક્તિઓને એવી રીતે ઉપયોગમાં લેવાનો હોય છે, કે જેથી ઈશ્વિરી યોજનાને તેઓ ત્વરાથી અમલમાં લાવી શકે.

તેવીજ રીતે મનુષ્યના જીવનમાં પણ તે મહાન્ શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળ દરેક બાબતને દોરે છે અને નિયમમાં રાખે છે. તેઓ મનુષ્યોને સુધારા રચવાને દોરે છે. પ્રજાઓના નાટકમાં દરેક પ્રજાને, પોતાનો ભાગ ભજવવાને જે પ્રગતિની જરૂર હોય તેવી પ્રગતિ તેને આપી શકે તેવા જીવોને તેઓ દરેક પ્રજામાં મોકલે છે. ધર્મોપદેશકો, ગુરૂઓ, કવિઓ, કળાનિપુણો, રાજદ્વારીઓ, અને વિજ્ઞાનશાસ્ત્રીઓના નિઃસ્વાર્થ કાર્યમાં તેઓની પ્રેરણા હોય છે. તેઓ મનુષ્યોના સ્વાર્થને અને અશુભ કરવાની વૃત્તિને પણ નાશ કરવામાં વાપરે છે કે પાછળથી તેઓ પ્રથમના કરતાં વધારે સારી

રચના કરી શકે. મનુષ્ય જાતિની પ્રગતિનું દરેક પગથિયું ઈશ્વર યોજે છે, અને આ મહાત્માઓ, તે યોજનાને અમલમાં મૂકવાના માર્ગ શોધે છે. આપણી મનુષ્ય જાતિ ૬૦ અબજ* મનુષ્યોની બનેલી છે. તેનો વિકાસ તેમના હાથમાં છે.

આ મહાત્માઓ દ્વારા ઈશ્વરી ઇચ્છાજ કામ કરી રહી છે. માટે જેઓ મહાત્માઓની સેવા કરે છે, તેઓ પ્રભુની સેવા કરે છે. દરેક ભાવનાવાદીને જણાશે કે દરેક મહાત્મા આ વિશ્વ–વ્યવસ્થાપક મંડલનો વડિલ બંધુ છે. જે મહાત્માને શોધી શકે છે, તે પ્રભુની ઘણોજ સમીપ છે.

* આ પૃથ્વી ઉપર ૧।।। અબજ મનુષ્યો છે. મનુષ્યોની સ્થિતિએ પહોંચેલા ૬૦ અબજ જીવો છે. મોટો ભાગ કામલોક ને સ્વર્ગલોકમાં હોય છે.

## મહાત્માની યોજના.

એક સુતરની સાળ કલ્પો; તે સાળપર અનંત સંબાઇવાળા કરોડો દોરાઓ આવેલા છે, જેને આ ચણે તે સાળના વાણા તરીકે ગણીશું. તે દરેક વાણો રંગ વગરનો છે, પણ જ્યારે તેને તાણો અડે ત્યારે તેનામાં ધારે તેવા રંગો ઉત્પન્ન કરવાનું સામર્થ્ય રહેલું છે. આ તાણો પણ અનંત લંબાઈ વાળો દોરો છે. જેવો તે તાણો તે વાણાની આ પારથી પેલે પાર આવજા કરે છે, તે વખતે એક નકસીદાર કામ થાય છે. અને આ નકસીદાર કામ પ્રથમથી કરી રાખેલા નમુના પ્રમાણે કરવામાં આવે છે. આ વાણાના કરોડો દોરાઓ તે જીવાત્માઓ છે, અને તાણાનો એક દોરો તે ઈશ્વરી જીવન છે. સાળ પર કરેલું કામ તે ઉન્નતિક્રમ છે અને જે નમુના પ્રમાણે તે નકસી કામ કરવામાં આવે છે તે પૂર્ણ મનુષ્ય જાતિને લગતો પ્રભુનો વિચાર છે. પોતે રચેલા નમુના પ્રમાણે પ્રભુ મનુષ્યોના

જીવનમાં પોતાનું જીવન વણે છે, અને જ્યાં જ્યાં તે તાણારૂપી પ્રભુનું જીવન વાણા રૂપી જીવાત્માને અડકે ત્યાં ત્યાં તે વાણામાંથી અમુક પ્રકારનો રંગ તે ઉપજાવી શકે છે. જે પ્રમાણમાં તે વાણો ધારેલો રંગ ઝળકાવી શકે છે, તે પ્રમાણમાં તે સાળ પર થયેલું કામ પ્રભુના તે સંબંધીના વિચારને લગભગ મળતું આવે છે; પણ જ્યાં તે વાણો જવાબ આપી શકતો નથી અને તે રંગ વગરનો રહે છે, ત્યાં તે નકસી કામ બગડે છે, અને ઈશ્વરે ધારેલા કામથી તેમાં ન્યૂનતા આવે છે.

પ્રભુની સાથે અભેદભાવ ધરાવનારા મહાત્મા, સાળ પર જે નમુના પ્રમાણે નકસી કામ કરવામાં આવે છે તે નમુના તરફ લક્ષ રાખે છે. મહાત્માની યોજના દરેક મનુષ્યને એવી રીતે મદદ કરવાની છે કે જેથી પ્રભુનો તાણો તે મનુષ્ય જીવન રૂપી વાણાને અડકે ત્યારે તે મનુષ્યરૂપી વાણાનો દોરો ઇચ્છિત રંગથી ચળકી ઉઠે. કારણ

કે ઇશ્વરની સાથે સહાનુભૂતિથી કામ કરવામાંજ ખરા સુખનો સંભવ છે.

મહાત્માઓનું કેટલુંક કામ દૃશ્ય અને કેટલુંક અદૃશ્ય છે. તેઓના કામનો મોટો ભાગ અદૃશ્ય દુનિયામાં હોય છે; કારણ કે કુદરતનો તેમજ દરેક જીવનો મોટો ભાગ અદૃશ્ય દુનિયાને લગતો છે. આ અદૃશ્ય ભુવનોમાં કુદરતને તેમજ મનુષ્યને વૃદ્ધિ અને વિકાસને વાસ્તે જોઇતું બળ તે પૂરૂં પાડે છે. કારણ કે મહાત્મા કેવળ પૂર્ણ પુરુષ-આદર્શ પુરુષ છે, એટલુંજ નહિ પણ તે પ્રભુના જીવનની સીધી પ્રણાલિકા છે. મનુષ્યને મારી નાખે તેટલી શક્તિવાળા વિજળીના પ્રવાહને તેનો જ્ઞાતા એવી ઓછી શક્તિવાળા પ્રવાહરૂપે ફેરવી શકે કે તે મનુષ્યોની જરૂરીઆતો માટે નિર્ભય રીતે વાપરી શકાય. તેજ રીતે મહાત્મા પ્રભુની અનંત શક્તિને પોતાના સ્વભાવમાં ઉતારી મનુષ્યો જીરવી શકે તેવા રૂપમાં મનુષ્યો તરફ વહેવરાવે છે; અને જેવી

રીતે સૂર્ય સઘળા છોડવા પર પ્રકાશે છે, અને તેમને પાંદડાં અને ફળ લાવી આપવામાં મદદ કરે છે, તેવી રીતે અદૃશ્ય દુનિયામાં મહાત્મા સઘળા જીવોપર સર્વદા બળનો પ્રવાહ વહેવરાવે છે, કે જેથી તેઓનો વિકાસ થઇ શકે.

વળી અદૃશ્ય દુનિયામાંથી મહાત્મા જુદી જુદી વ્યક્તિઓને મદદ કરી શકે છે. જ્યારે મનુષ્ય ભાવનાવાદી બને છે, ત્યારે કોઇ મહાત્મા તેને અવશ્ય જુએ છે, અને યોગ્ય સાહાય્ય આપે છે. અદૃશ્ય દુનિયામાં મહાત્મા મનુષ્યના આત્માતરફ બળ અને પવિત્રતા મોકલે છે; અને તેને ખંતથી કામ કરવાને અને ઈષ્ટાર્થ પ્રાપ્ત કરવાને પ્રોત્સાહન આપે છે. મનુષ્યના વિકાસના કોઈ પણ ખાતામાં જે કોઈ મનુષ્યે બીજા મનુષ્યોની સેવા કરી હોય અને મહાત્માઓએ તેના તરફ લક્ષ ન આપ્યું હોય કે તેને મદદ ન કરી હોય એવું કદાપિ બન્યું નથી.

મહાત્માઓ દેખીતી રીતે પણ કેટલીકવાર

મનુષ્ય જાતિને મદદ કરે છે. સાળ પર વણ-
વામાં આવેલા નકસી કામમાં બીજું પગલું જો
જગતમાં પ્રત્યક્ષરૂપે તેમને પ્રકટ થવાનું હોય તો
તેઓ મનુષ્યોની વચમાં મનુષ્ય તરીકે આવે છે;
તેમને વાસ્તે નિયમો રચે છે, તેમને શિક્ષણો આપે
છે અને તેમને પ્રોત્સાહન આપે છે. હિંદુસ્થાનમાં
મનુ ભગવાને, શ્રી બુદ્ધ ભગવાને, અને શ્રી કૃષ્ણે,
ગ્રીસમાં પાયથેગોરાસે, અને પેલેસ્ટાઇમાં ક્રાઇસ્ટ
મહાત્માએ આ પ્રમાણે કર્યું છે. આ પ્રમાણે થોડા
વખતમાં મહાત્મા ક્રાઇસ્ટની સાથે ઘણા મહાત્માઓ
આપણને ઉપદેશ આપવાને અને મોક્ષના માર્ગ
ભણી દોરવાને આપણી વચમાં આવી કામ કરશો.

મહાત્માઓ બીજી પણ એક રીતે મનુષ્ય
બંધુઓની સેવા કરે છે. તે સેવા તેઓ શિષ્યો
સ્વીકારીને બજાવે છે. તમે કોઇ દિવસ મહાત્માના
શિષ્ય થવાની આશા રાખો છો, તે માટે તમારે
તે શિષ્યપદના શા ગુણો હોવા જોઈએ તે બરાબર
સમજવું જોઇએ.

## શિષ્યપદ.

તમે કોઈ પણ મહાત્માના શિષ્ય ન થાઓ, તો તેથી તમને કોઈ પ્રકારનું સંકટ આવશે, અથવા તો તમને અમુક શિક્ષા થશે--એવો ખોટો ખ્યાલ તમારા મનમાંથી દૂર થવો જોઈએ. તમારો વિકાસ તમારા હાથમાં છે; અને જો કે તે વિકાસની ઝડપ તમારા પ્રયત્ન પર આધાર રાખે છે, તે છતાં એક બાબત ચોકસ છે કે તમે તેને સર્વથા અટકાવી શકો નહિ; કારણ કે સઘળા વિકાસ પામશે, એવો ઇશ્વરી સંકલ્પ છે.

તેમજ તમે મહાત્માઓની હયાતીમાં ન માનો, તે પરથી તમારો વિકાસ ભયમાં આવી પડશે, એમ પણ નથી. તમારી તેમનામાં માન્યતા હો કે ન હો, છતાં જેવી રીતે સદ્ભાવનાવાળા દરેક મનુષ્યને તેઓ મદદ કરે છે, તેવી રીતે તમને પણ તે મદદ કરશે; પણ તમે જો મહાત્માના શિષ્ય થાઓ તો તમારો વિકાસ ઘણી ત્વરાથી થશે.

મહાત્મા સઘળા મનુષ્યોને ચાહે છે, પણ તમે જ્યાં સુધી કાંઇ પણ કારણ ઉત્પન્ન ન કરો, ત્યાં સુધી દુનિયાના કરોડો મનુષ્યોમાંથી તમને પસંદ કરવાનું તેમને કાંઇ ખાસ કારણ નથી.

તમે તેમના કામમાં તેમને મદદગાર થઇ શકશો એવો સંભવ એજ પસંદગીનું કારણ છે; કારણ કે છેવટે મહાત્મા પણ કાર્ય કરનાર છે. તે દરેક પળે પ્રભુનું કામ કર્યા કરે છે અને જો કે તેમના હાથમાં રહેલી શક્તિ અમર્યાદિત લાગે છે, છતાં તે હદ વગરની નથી. જગતને મદદ કરવા વાસ્તે જે શક્તિ તેમનામાં છે તે મર્યાદિત છે, અને તે પોતાની શક્તિના દરેક અંશને એવી રીતે ઉપયોગમાં લે છે, કે જેથી ઈશ્વરની યોજના પરિપૂર્ણ કરવાને બની શકે તેટલું સારૂં ફળ તેમાંથી આવી શકે.

અમુક મનુષ્યને શિષ્ય તરીકે સ્વીકારવામાં મહાત્માને તેને ખાતર અમુક શક્તિનો વ્યય કરવો

પડેછે, તેટલા માટે બીજી કોઇપણ રીતે વાપરવાથી જે ફળ આવે તેના કરતાં તે મનુષ્યને ખાતર તે શક્તિ વાપરવાથી જો વધારે ફળ આવશે એમ તે મહાત્માને લાગતું હોય તોજ તેને શિષ્ય તરીકે સ્વીકારે. ત્યારે ઉમેદવાર શિષ્યે એવા સ્વભાવના હોવું જોઇએ કે ગુરૂદેવ તેને સ્વીકારે ત્યારે ગુરૂદેવને પોતાના ખભાપર ઉચકવા પડે, એવા બીજા સામાન્ય મનુષ્ય જેવા તેણે થવાનું નથી. પણ તેણે તો ગુરૂદેવનો બોજો ઉપાડવામાં મદદગાર થવાનું છે.

મહાત્મા શિષ્યોને ઇચ્છે છે, તે તેમને શીખવીને બીજા તેમના જાતિબંધુઓ કરતાં વધારે ડાહ્યા બનાવવા માટે નહિ, પણ એટલા માટે કે તે પોતાના કામના ઉમેદવારો તરીકે થાય. તે તેમને એટલા માટે શોધે છે કે જેથી, જેમ જેમ તેઓ આગળ વધતા જાય તેમ તેમ તેમનું હાલનું કામ વધારે ને વધારે ઉપાડી લે અને આ રીતે તેમને (મહાત્માને) યોગ્ય વધારે મોટું કામ હાથ ધર-

વાને તેમને છૂટા કરે.

અમુક મનુષ્યનો શિષ્ય તરીકે સ્વીકાર કરવામાં તે મનુષ્ય મહાત્માને તેમના કામમાં કેટલો ઉપયોગી થઇ પડશે, તે બાબત ખાસ જોવામાં આવે છે.

તેટલા માટે જે ઉમેદવાર પોતે શિષ્ય તરીકે સ્વીકારાય એમ ઇચ્છે છે, તેનામાં કોઇક ખાસ શક્તિ એવી હોવી જોઇએ કે જે તે ગુરૂદેવને અર્પણ કરે. જો તે 'ભલો' માણસ હોય, અને તેનામાં મનની કે હૃદયની કોઈ ખાસ શક્તિ ન હોય તો તે ગુરૂદેવને બહુજ ઓછો ઉપયોગી થાય. જો તે કેવળ પોતાના દુઃખોથી મુક્તિ ઇચ્છતો હોય, અથવા તો કેવળ પોતાના આત્મિક વિકાસનીજ સ્પૃહા રાખતો હોય, અથવા તો કેવળ આ દુનિયાની કે અતીન્દ્રિય શક્તિઓનીજ વાસના રાખતો હોય તો તે ઉમેદવાર મદદગાર થવાને બદલે અંતરાયરૂપ થશે.

આવો ઉમેદવાર ઉન્નતિક્રમમાં એવી દશાએ પહોંચ્યો નથી કે જ્યાં તે શિષ્ય તરીકે સ્વીકારને પાત્ર ગણાય. પણ જો તેનામાં મન કે હૃદયની અમુક શક્તિ હોય અને તેણે તે મનુષ્યોની સેવા કરવામાં ખીલવી હોય, અને જો તે પોતાની ભાવનાઓને વાસ્તે દુઃખ ભોગવવાને પણ તૈયાર એવો ભાવનાવાદી બન્યો હોય તો અમુક સદ્ગુણો ખીલવવાથી તેને શિષ્ય તરીકે સ્વીકારવામાં આવશે.

મારા બંધુ અને પોતાના શિષ્ય જે. કૃષ્ણમૂર્તિને મારા ગુરૂદેવે જે પુસ્તક આપ્યું છે, તે પુસ્તકમાં હું વર્ણવી શકું તેના કરતાં વધારે ખુલ્લી રીતે મારા ગુરૂદેવે પોતે આ શિષ્યપદને યોગ્ય ગુણોનું વર્ણન કરેલું છે. તે 'ગુરૂચરણે' નામના ઉત્તમ પુસ્તકમાં દરેક ઉમેદવારને ગ્રહણ કરવા યોગ્ય માર્ગ સ્પષ્ટતાથી વર્ણવામાં આવ્યો છે. તે પુસ્તકનો અભ્યાસ કરો, અને સ્મરણમાં રાખો કે ગુરૂદેવ જે કહે છે તેજ પ્રમાણે યથાર્થ તેનું પાલન થાય એમ ઇચ્છે છે;

અને સઘળા મહાત્માઓ કોઇને પણ શિષ્ય તરીકે સ્વીકારવામાં તેજ ગુણોને જરૂરના ગણે છે. મહાન્ શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળ એકજ છે, અને આ તેના નિયમો છે. તેમાં વર્ણવેલા સદ્ગુણો પૂર્ણપણે ખીલવવા એવી આશા ગુરૂદેવ રાખતા નથી. પણ તમારો કોઇપણ દિવસ શિષ્ય તરીકે સ્વીકાર થાય, એવી તમારી જો ઇચ્છા હોય તો તમારે તે ગુણો પૂર્ણ રીતે ખીલવવામાં નહિ આવે તો સ્વીકાર નહિ થાય એવું ધારી તે ગુણો આજથી ખીલવવા જોઇએ. તમારે અપ્રમત્ત રહેવું જોઇએ અને દરેક પળને બહુજ કિમતી ગણવી જોઇએ, અને ગુરૂદેવ જ્યારે તમારી મદદ માગે ત્યારે તમે કાબેલ મદદગાર થઈ શકો એવી રીતે અત્યારથી તમારી જાતને તમારે કેળવવી જોઇએ. જો તમારે ગુરૂપરંપરાના માર્ગે ચાલવું હોય અને જો તમારા પ્રયત્નમાં વિજય મળતો જાય, તો તમારા અને મહાત્માના સંબંધ વિષેનાં કેટલાંક ચોકસ પગથિયાં

પર થઇ તમારે પસાર થવું પડશે. તેમાંનું પ્રથમનું પગથિયું **ઉમેદવાર તરીકે સ્વીકાર** એ છે.

**ઉમેદવારી**—જે મહાત્મા તમને ભાવનાવાદી તરીકે ઓળખે છે, અને જે તમને પોતાના કામના ઉમેદવાર તરીકે કેળવવા માગે છે, તે તમને તેની પાસે લઇ આવવાને પોતાના એક શિષ્યને સૂચના આપશે. જ્યારે તમારૂં સ્થૂલ શરીર ઉંઘમાં પડયું હશે ત્યારે સૂક્ષ્મ ભુવનમાં તેમની સમીપ તમને લઇ જવામાં આવશે. તે પછી ગુરૂદેવ તમને ઉમેદવાર શિષ્ય તરીકે સ્વીકારશે. હજુ તમે તેમના શિષ્ય નથી. તે સ્થિતિ તો ચોકસ રીતે તમારો સ્વીકાર કર્યા પછીજ આવી શકશે. તે તમારાં સૂક્ષ્મ શરીરોની એક સજીવમૂર્તિ સૂક્ષ્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન કરશે, અને તે સૂક્ષ્મમૂર્તિ એવી જાતની બનાવવામાં આવશે કે તમારી લાગણીઓ, વિચારો, અને ભાવનાથી તમારા છાયા શરીર, વાસના શરીર, અને માનસિક શરીરમાં ફેરફાર થતાંની સાથેજ તેની

મેળે તે સૂક્ષ્મ મૂર્તિમાં એવાજ પ્રકારના ફેરફાર થવા લાગશે. તે તમારી સજીવ મૂર્તિને દરરોજ તપાસશે અને તમારો સ્વીકાર થઇ શકે તે સ્થિતિ તરફ તમે કેટલા વધતા જાઓ છો. તે જોયાં કરશે.

તમારો ઉમેદવાર શિષ્ય તરીકે સ્વીકાર થયો છે, એનું તમને સ્થૂલ મગજમાં ભાન હોય પણ ખરૂં કે ના પણ હોય; આ બાબત બહુ મહત્ત્વની નથી. તમે તેમનું કામ કરવાને તમારી જાતને કેવી રીતે કેળવો છો, તેજ અગત્યનું છે. તમને ઉમેદવારીની સ્થિતિમાં મૂકયા પછી તે ખાસ કરીને તમારી કસોટી કાઢશે નહિ અથવા તો તમારા કાર્યોને દોરશે નહિ. તે તમને તમારાં પોતાનાં સાધનો પર આધાર રાખતા કરશે અને તમે કેવી રીતે ઉમદા અને ઉપયોગી જીવન ગાળો છો, તે તે જોશે; તમારા કર્મને લીધે તમે જે સ્થિતિમાં આવી પડો તે સ્થિતિમાં તમે કેવી રીતે વર્તો છો તે તે જોયાં કરશે. તમે તે સ્થિતિને લીધે વધારે અનુભવી અને

વધારે દિલસોજીવાળા બનો છો, કે તમે નકામો ખેદ કરવામાં અને વાસનાઓમાં ગરક થઇ જાઓ છો, તે તે જોયાં કરશે.

આ ઉમેદવારી અને સ્વીકાર એ બે સ્થિતિ વચ્ચે કેટલો સમય લાગશે, તેનો આધાર તમારા પોતાના પર છે. સામાન્ય રીતે આ વખત સાતેક વર્ષનો હોય છે. પણ જો તમે વધારે પ્રયાસ કરો તો તે વખત ઓછો થઈ શકે, અને જો તમને મળેલી તકોનો લાભ ન લો તો તે વખત સાત વર્ષ કરતાં વધી પણ જાય. આ ઉમેદવારીના વખતનો બધો આધાર તમારા પોતાના પર રહેલો છે.

**સ્વીકાર.** જ્યારે ગુરૂદેવ તમને યોગ્ય ગણે અને તમારી ઉમેદવારી પૂરી થાય ત્યારે તમે તે મહાત્માના શિષ્ય થાઓ છો. તે પળથી તમારો અને તેમનો સંબંધ કાંઇક નવીન પ્રકારનો બનેછે. તમે સમજી પણ ન શકો તેવી રીતે તે પોતાના ચૈતન્યના પરિઘની સમીપ તમને રાખે છે. તમારો

સ્વભાવ તેમના સ્વભાવ જોડે જોડાય છે, અને પોતે ઈચ્છે તે વખતે તમારા વિચારો વિચારી શકે, અને તમારી લાગણીઓ અનુભવી શકે અને પોતાના કામમાં તમને વાપરી શકે. પણ શિષ્યના અશુભ અને સ્વાર્થી વિચારો અને લાગણીઓથી મહાત્મા પોતાના કામમાં ખલેલ પાડવા દેવા માગતા નથી. માટે શિષ્યોનાં શરીરોમાં એવા અશુભ વિચાર કે લાગણી થોડા વખતને માટે પણ આવે ત્યારે તે મહાત્મા પોતાના અને શિષ્યના ચૈતન્ય વચ્ચે એક જાતનો પડદો નાખે છે; અને આવો પડદો થોડી વાર પણ નાંખવામાં ગુરૂદેવ વધારે સારો ઉપયોગ કરી શકે તેવી અમુક શક્તિનો નકામો વ્યય થતો હોવાથી જે શિષ્યની પાછળ આવું ધ્યાન વારંવાર આપવું પડે તેવા ઉમેદવારને શિષ્ય તરીકે તે મહાત્મા સ્વાભાવિક રીતે સ્વીકારશે નહિ. પણ તેથી ઉલટું જો તે શિષ્ય દરેક રીતે વધારે જ્ઞાની અને વધારે પવિત્ર બનતો જાય છે, તો તે મહાત્મા તે શિષ્યના

વિચારો અને લાગણીઓનો વધારે ને વધારે ઉપ-
યોગ કરે છે, તેને અમુક પ્રેરણાઓ મોકલે છે અને
પોતાની મેળે તે મેળવી શકે તેના કરતાં અધિક
જ્ઞાન અને બળ તેને આપે છે.

જ્યારે અમુક મનુષ્ય શિષ્ય થાય છે, ત્યારે
તેની જોખમદારી વધતી જાય છે; પણ તેજ પ્રમા-
ણમાં તેને તકો પણ વિશેષ મળે છે, અને સુખ
પણ અધિક પ્રાપ્ત થાય છે; કારણ કે જો તે શિષ્ય
ખરો ઉત્સાહી હોય, અને જો તેણે પોતાની જાત
ગુરૂદેવને પૂર્ણ રીતે અર્પણ કરી હોય, તો ગુરૂદેવ
તેના માર્ગમાં દરેક પગલે તેને દોરશે. ગુંચવણના
પ્રસંગે તે ગુરૂદેવના વિચારોને પોતાના વિચારોની
કસોટી તરીકે વાપરી શકે છે. "પ્રભુના નામે શું
કરવું," એ બાબતની પસંદગી કરવામાં શંકા પડે
તેવો પ્રસંગ તેને કદી મળતો નથી. તેના આગળ
ગુરૂદેવની ઢાળ ખડી છે, અને તે પછી જગતમાં
તે કદાપિ એકલો વિચરતો નથી.

**પુત્રપદ**—બીજું પગથિયું ગુરૂદેવના પુત્ર થવાનું છે. આ સ્થિતિમાં ગુરૂ પોતાના શિષ્યને પોતાની સાથેના વધારે ગાઢ સંબંધમાં મૂકે છે. આ સમયથી શિષ્યનો વિનાશ પામતો હલકો સ્વભાવ થોડી વાર પ્રકટ થઇ આવે ત્યારે શિષ્યના અને પોતાના ચૈતન્યની વચ્ચે પડદો ઉભો કરવાનો પોતાનો હક ગુરૂદેવ તજી દે છે. હવે પિતા પુત્ર વચ્ચે એવો સંબંધ થાય છે કે જે કદાપિ તૂટી શકે નહિ. આ 'પુત્રપદ'ની સ્થિતિની લગભગ દશામાં ગુરૂદેવ તે શિષ્યને મહાન્ શ્વેતાશ્રમી ભ્રાતૃ-મંડળ આગળ દીક્ષાના ઉમેદવાર તરીકે રજુ કરે છે.

તે ભ્રાતૃમંડળે તેનો સ્વીકાર કર્યા પછી તે શિષ્ય 'સ્રોતાપન્ન' બને છે, અર્થાત્ (નિર્વાણ સુધી વહેતા) ઝરામાં દાખલ થાય છે. તે પછી તે ભ્રાતૃમંડળનો નાનો બંધુ બને છે—વિશ્વવ્યવ-સ્થાપક મંડળનો નવો સભાસદ થાય છે. તેના ખભા પર મનુષ્યજાતિનો દુઃખમય બોજો

પડે છે, પણ તે સાથે તેના હાથમાં જગતને આશીર્વાદ આપવાની અને તેનું રક્ષણ કરવાની શક્તિ પણ આવે છે.

---

## પ્રભુને નામે.

જ્યાં પ્રકૃતિ છે ત્યાં શકિત છે; અને બન્નેમાં જીવન છે, અને તે સર્વમાં પ્રભુનું જીવન ઝળકી રહ્યું છે. વિશ્વ તેનું જીવન જીવે છે, અને તમે, હું તથા આપણી આસપાસના કરોડો જીવો તેના વિશાળ વિરાટ સ્વરૂપના પરમાણુઓ છીએ. આ દરેક પરમાણુ જે પ્રભુનો પોતે ભાગ છે તે પ્રભુનું અદ્ભુત સ્વરૂપ ધીમેધીમે પીછાનવાને પોતાનું નાનું સરખું જીવન ગાળે છે અને જીવનનો આનંદ આ એક પછી એક નવી શોધો કરવામાં રહેલો છે.

આ શોધની અનંત લાંબી મુસાફરી જે જીવનનો હેતુ છે, તેમાં બે પગથિયાં છે, એક પ્રથમનું અને બીજું પાછળનું. પ્રથમના પગથિયા પર જીવોનો

મોટો ભાગ ઉભેલો છે, અને તેમના જીવનની કુંચી 'માગણી' છે. લાંબા હાથ કરીને તેઓ જીવનમાંથી પોતાનાં સ્વપ્નોને ફળીભૂત કરવા ઇચ્છે છે, પણ માગવાથી મળતું નથી એ કડવો પાઠ હજુ તેઓ ભાગ્યેજ શીખ્યા હોય છે. આ પ્રમાણે જોકે તેઓની આશાઓ સફળ થતી નથી તો પણ તેઓ પ્રભુનું કાંઇક સ્વરૂપ એ રીતે પણ જાણી શકેછે. સ્ત્રી, પુત્ર, અને મિત્રના સ્નેહમાં, નામના અને કીર્તિમાં, સાદા પવિત્ર જીવનમાં, પડોશીની સેવા કરવામાં, અને સારી ભાવનાવાળાઓને મળી આવતા સર્વ સ્થળના નિર્દોષ આનંદમાં તેઓને જે સુખ મળેછે, તે તેમના હૃદયમાં પ્રભુનો ધીમો અવાજ છે, જે તેમને પ્રભુની વિશેષ શોધ કરવાને પ્રેરે છે; કારણ કે દરેક નિઃસ્વાર્થ કામ, "પ્રભુના નામે" જ થાય છે. અને જેવી રીતે તે એકાંત ઓરડીમાં કે હૃદયમાં મળે છે તેવોજ તે મનુષ્યોને ઘરમાં તેમજ બજારમાં મળી શકે છે.

પણ પ્રારંભના પગથિયા પર મનુષ્યો તેનો ઝાંખો પ્રકાશ મેળવી શકે છે. તેની વિશેષ ભવ્યતાની શોધ આ જીંદગી કે હવે પછીની કેટલીક જીંદગીઓ સુધી તો તેમને વાસ્તે નથી. ઘણી દીલગીરી અને નિરાશાના પ્રસંગોમાં પસાર થયા પછીજ તેઓ પોતાના સંકલ્પ–બળને એવું મજબુત બનાવશે કે તે આ જીવનના કોઈપણ પદાર્થની માગણી ન કરે, અને છતાં તેઓ ઉમદા જીવન ગાળી શકે. કારણ કે બીજી રીતે હવે તેઓ જીવન ગાળી શકેજ નહિ. પછી તેઓ બીજા પગથિયાને વાસ્તે લાયક બને છે અને પછી તેમને વાસ્તે સાંકડો દરવાજો ખુલ્લો થાય છે.

ખરેખર તે દરવાજા આગળ ઘણા આવે છે, પણ ફક્ત થોડાનેજ પસંદ કરવામાં આવે છે. યાદ રાખજો કે જો કે આ માર્ગ થોડાનેજ વાસ્તે છે, પણ જીવાત્માને વાસ્તે આ કાંઇ એકાએક ખુલ્લો થતો ‘ નવો માર્ગ ’ નથી. તે તદ્દન વિચિત્ર તેમજ

તદ્દન નવો પણ નથી. તે સ્વર્ગ જેટલો વિશાળ ઘણો પ્રાચીન માર્ગ છે અને તેજ રસ્તે સઘળા મનુષ્યો પ્રભુ સમીપ જઇ શકે છે. તે માર્ગને સાંકડો કહેવાનું કારણ એ છે કે હવે પછી આત્માની દૃષ્ટિ કેવળ પ્રભુના મુખ ભણીજ વળેલી હોવી જોઇએ. અને જેવી રીતે બાણ નિયતસ્થાન ભણી ત્વરાથી જાય છે, તેવી રીતે તે પણ ચોકસ રીતે ઝડપથી પોતાના સાધ્યની સમીપ જઇ પહોંચે છે. હવે તો દુઃખ ભોગવવું હોય તો જ તેણે તે માર્ગ પરથી દૂર ખસવું.

આ સાંકડો રસ્તો તે મુમુક્ષુનો માર્ગ છે. આ માર્ગને મુક્તિ, સ્વાતંત્ર્ય, પૂર્ણતા ગમે તે નામ આપો પણ તે પરમ પદ ભણી લઇ જાય છે. તે અનંત જીવન ભણી મનુષ્યને દોરી લઇ જાય છે, કારણ કે જ્યારથી અમુક જીવ મહાત્માનો શિષ્ય થાય છે, ત્યારથી જીવનનું અંતર્મુખપણું શોધે છે, અને પૂર્ણતાને પોતાની નજર આગળ જોઇ શકે છે.

બીજાઓનો બોજો પોતાને શિર લેવો તેજ જીવનની પૂર્ણતા છે.

આ કારણથી જ અને કેવળ આજ કારણથી જ્ઞાની મહાત્માઓ—આપણી મનુષ્યજાતિના વડિલ બંધુઓ જીવે છે, અને કાર્ય કરે છે. મનુષ્યજાતિનો બોજો પોતાને ખભે ધારણ કરનારા આ મહાત્માઓ જો ન હોત તો પુરૂષો અને સ્ત્રીઓએ પોતાનાં પાપનાં સ્મરણો ભૂલવાની અને સ્વાતંત્ર્ય અને આનંદની આશા રાખવાની હિમ્મત ધરી ન હોત. જો તેમના શિષ્ય તરીકે સ્વીકારાવાની, અને અનંત જીવન ભણી જવાની ઇચ્છા હોય તો **બીજાઓનો બોજો સહન કરવાને** તમારે શીખવું જોઇએ. આ વાસ્તે બીજો કોઇ માર્ગ નથી.

બીજાઓનો બોજો સહન કરવાને શીખવું હોય તો પ્રથમ તેઓનો બોજો નહિ વધારવાનું શીખો. જગતના સમગ્ર દુઃખમાં તમારા કોઇ પણ કાર્યથી ઉમેરો ન થાય એ બાબત પર ધ્યાન

આપો. તમારા જીવન વ્યવહારમાં તમારા દરેક વિચાર, વચન કે કાર્યમાં જેમ બને તેમ નિરુપદ્રવી—અહિંસક થવાની અભિલાષા રાખો. આ પ્રમાણે તમારા નિર્દોષ હસ્તો દ્વારા તમારૂં હૃદય પણ પ્રમાણિક થશે અને તમારામાં એવું બળ આવશે કે જેથી તમારા અશુભ કર્મને લીધે તમારા પર આવી પડતું દુઃખ તમે શાંતભાવે સહન કરી શકશો.

તમારા પોતાના આનંદ દ્વારા સઘળી મનુષ્યજાતિના આનંદની એકતા અનુભવવા પ્રયત્ન કરો. તમને પ્રેમથી, સૌંદર્યથી અથવા જ્ઞાનથી આનંદ મળે તે વખતે જેમના તરફ તમારૂં હૃદય એકદમ પ્રેમથી દોડતું હોય તે મનુષ્યોનો વિચાર કરો અને તમારા સુખમાં વિચારદ્વારા તેમને જોડી દો. ખરૂં સુખ અભેદ ભાવમાં છે. જે સુખમાં બીજાને ભાગ ન આપી શકાય તે ખરૂં સુખ નથી. જ્યારે આપણે સુખી હોઇએ ત્યારે અભેદતા અનુભવવી એ કામ સહેલું છે. આવી અભેદભાવની વૃત્તિ તમારા-

માં સ્વાભાવિક હોવી જોઇએ. આ રીતે વર્તવાથી તમારી પ્રેમની શક્તિ દિન પ્રતિદિન વધતી જશે અને સુંદરતા પીછાનવાની તમારી શક્તિ વધારે તીણી થતી જશે. વળી તમારી દુઃખ સહન કરવાની શક્તિ પણ સાથે સાથે વધતી જશે. તમારા પ્રિયજનોના નાના વર્તુલથી શરૂ કરી તમે એક દિવસ આનંદદ્વારા સઘળી મનુષ્યજાતિ સાથે અભેદભાવ અનુભવી શકશો.

છેવટે તમારા દુઃખદ્વારા મનુષ્યજાતિના દુઃખમાં અભેદ-ભાવ અનુભવતાં તમારે શીખવું જોઇએ. જીવનની પૂર્ણતા અત્યંત **સહેવામાં** છે તેમજ જરૂર પડે તો અત્યંત **ચાહવામાં** પણ રહેલી છે. પણ આ આનંદ અને શોક પ્રભુના આનંદ અને શોકનાં પ્રતિબિમ્બરૂપ ગણવાથી તેમનું મહત્ત્વ વધે છે. મનુષ્યનું દુઃખ એ પ્રભુનું દુઃખ છે, અને **તે** જેવી રીતે અનુભવે છે, તેવી રીતે જો તમે અનુભવી

શકો તો બીજાઓના આનંદમાં ભાગ લેતાં જેવી રીતે તમે પ્રભુના મુખને જોઈ શકો છો, તેવીજ રીતે બીજાઓના દુઃખને ભોગવતાં તમે પ્રભુનું મુખ જોઈ શકો.

મનુષ્યના દુઃખના દરેક રણુકાનો તમારા હૃદયમાં પડઘો પડવા દો. ગમે તેવા નીચ કે દુરાચારી મનુષ્યથી બ્હીને પાછા હઠતા નહિ.

**આઘા ઉભા રહીને પવિત્ર ગણાવું તેના કરતાં કાદવમાં પડેલાને મદદ કરતાં મલિનતાથી ખરડાવું એ વધારે ઉત્તમ છે.** દુઃખનાં કારણો શોધી કાઢો અને કર્મનું પરિણામ કેવી રીતે આવે છે તે સમજો; કારણ કે **કર્મ** એ પ્રભુની ઇચ્છાનું એક સ્વરૂપ છે. આ વાત અવશ્ય સ્મરણમાં રાખજો કે અત્યન્ત નિર્દય જણાતો કર્મનો નિયમ પણ બહુજ દયાળુ અને ઉપકારી છે. આથી તમે બીજાઓને દયાથી મદદ કરવા જતાં તે દુઃખી

મનુષ્યોને બળ આપી શકશો.

દુઃખ ભોગવતાં જરા પણ ડરશો નહિ. પૃથ્વીના પ્રકાશમાં જે સુંદરતાઓ તમે નહિ જોઇ શક્યા હો તેવી સુંદરતાઓ નરકના પ્રકાશમાં તમે જોઇ શકશો. મનુષ્યજાતિ જે સ્થિતિમાં હાલમાં છે તે સ્થિતિમાં કેવળ આનંદથી આ અભેદભાવ તમે પૂર્ણ રીતે અનુભવી શકશો નહિ. દુઃખમાંથી અભેદભાવ અનુભવ્યા પછી સુખદ્વારા તમે વધારે ઝડપથી અને વધારે મધુરતાથી આ અભેદભાવ અનુભવી શકશો.

* * * * *

તમે દુનિયામાં રહો છો, અને દુનિયામાંથી અલગ થઇ શકો એવી સ્થિતિમાં નથી, તેથી આ ઉપરની બાબતો મેં લખી છે કે જેથી,તમે જ્ઞાનના પ્રકાશમાં રહી 'પ્રભુના નામે' પ્રેમાળ કાર્યોનું જીવન ગાળી શકો અને મહાત્માને–તમારા ગુરૂ-

દેવને શોધી શકો. તમારે હજુ ઘણું દુઃખ ભોગવ-
વાનું બાકી છે. તમારા પાપથી બીજાઓનો બોજો
વધારે ભારે કરીને તમે તમારા બંધુઓનું જે દેવું
કર્યું છે તે પાઇએ પાઈ તમારે ચુકાવી આપવાનું
છે. પણ તે સાથે જેઓ આવા પ્રસંગને ગુમાવે છે,
તેઓના જીવનમાં ન આવી શકે તેવી પ્રેરણાઓ
ઝીલવાને તમે ભાગ્યશાળી થશો.

ગુરૂદેવની શોધમાં તમારી જાતને અર્પણ કરો
એટલે જરૂર તમે તમને શોધી શકશો. એક પછી
એક જીવનમાં એક પછી એક પગથિયે ચડતાં
ચડતાં તમે એવી સ્થિતિએ આવી પહોંચશો કે જ્યાં
તમે પ્રભુના દીક્ષિત—મનુષ્યજાતિના રક્ષક મહાત્મા
થઇ શકશો. પછી પ્રભુ તમને તેની જીવન પોથી-
માંથી તમારા ભૂતકાળના દુઃખ અને વાસનાઓને
ભૂસી નાખવાનું, ભૂતકાળનાં પાનાં ફરીથી લખવાનું
અને આનંદી શબ્દોથી તે પાનાં ભરવાનું શીખવશે.

જેવી રીતે ભવિષ્ય તમારા હાથમાંની માટી જેવું છે; તમે ધારો તેવો તેનો ઘાટ આપી શકો, તેવી રીતે ભૂતકાળ પણ તમે તમારી ઇચ્છા પ્રમાણે ફેરવી શકશો. વર્તમાનકાળનું દુઃખ જીવનની બારાખડી શીખવા સમાન છે, જે એક વાર શીખ્યા પછી આવતા સઘળા વખતને માટે તે વડે લખી શકાય.

તે પછી ભૂતકાળનાં સ્વપ્ન અફળ થશે, અને જ્યારે જ્યારે તમારી ચક્ષુમાં આંસુ આવશે ત્યારે ત્યારે તમે તે ભૂતકાળની પળમાં ફરીથી જીવી શકશો. પણ તે વખતે તમારી આશાઓની તૃપ્તિ સાથે તમે જીવી શકશો અને સાથે હસી પણ શકશો. વર્તમાન કાળની માફક તમે ભૂતકાળમાં પણ જીવી શકશો, કારણ કે આપણી આગળનું ભવિષ્ય આવું ઉચ્ચ છે. તે ભવિષ્યમાં પ્રકટ થનારી ભવ્યતા ઘણાજ ઉચ્ચ પ્રકારની છે.



# મહાત્માનું હૃદય.

હે શિષ્ય ! ગુરૂદેવના વિચારની વધારે સમીપ જવાને શું તું ઇચ્છે છે ? ત્યારે તો મૌન મંદિરમાં પ્રવેશ કર, અને તેના સોનેરી પ્રકાશ પર દૃષ્ટિ સ્થિર કરી જેની તું ઘણા સમયથી સેવા કરે છે તેના વિષે થોડું કાંઇક જાણ. વધારે સમીપ જતો જા. કારણ કે હરેક શિષ્ય ગુરૂદેવને પ્રિય છે, ગુરૂદેવનો માનીતો છે, અને અસ્ત્રાની ધાર જેવા જે દુર્ગમ માર્ગ પર હરેક શિષ્યે ચાલવુંજ જોઇએ, તે માર્ગમાં તે શિષ્ય પ્રવેશ કરે ત્યારથી સઘળો સમય તેની સંભાળ રાખવામાં આવે છે, તેને દોરવામાં આવે છે, અને તેને સાહાય્ય આપવામાં આવે છે; કારણ કે ગુરૂદેવ પણ તે દુર્ગમ અને વિકટ માર્ગે ચાલેલા છે. તેઓશ્રી પણ હૃદયના રુધિરથી ધોવાયેલા પગ સાથે તે અંધકારમય માર્ગે ચાલ્યા છે.

તે મંદિરમાં પ્રવેશ કરી અને પ્રેમ, ભક્તિ

અને પૂજ્યભાવથી ગુરૂદેવનું ધ્યાન કરી તેમના હૃદયમાંથી ચળકી ઉઠતું સમભાવનું રત્ન જો ! સમભાવ અથવા દિલસોજીથી તે એકલા શિષ્યનાજ નહિ પણ અખિલ મનુષ્યજાતિના બનેલા ભ્રાતૃમંડળનાં—દુઃખમાં ગોથાં ખાતી દરેક વ્યક્તિનાં—દુઃખો અને નિર્બળતાઓનું ખરૂં રહસ્ય સમજે છે.

દિલસોજીનું મૂળ અનુભવ છે. ગુરૂદેવ જાણે છે, અને મનુષ્યના દરેક દુઃખનો તેમના દિવ્ય હૃદયમાં પડઘો પડે છે.

મહાત્મા ક્રાઇસ્ટ વિષે એમ કહેવામાં આવે છે કે જ્યારે તે લોકોનાં ટોળાં ભણી દૃષ્ટિ કરતા, ત્યારે તેમનાં તરફ તે દયાળુ વૃત્તિથી જોતા હતા. તેઓની ભુખ, તરસ, થાક અને તેઓની તેમની સાથે રહેવાની અને તેમના મહાન ઉપદેશનું પાન કરવાની ઉત્કંઠા તરફ તે પૂર્ણ દિલસોજી ધરાવતા હતા, પણ તેઓનાં શરીરો તે ઉચ્ચવિચારના વાતાવરણમાં રહેવાનો બોજો સહન કરી શકતાં નહતાં

અને તેથી તેમના પર તેમને દયા આવતી હતી.

તેમની દિલસોજીના ઘણાં દષ્ટાંતો આપી શકાય. "તે રડયા," સખ્ત હૃદયના અને ઉપદેશથી વિમુખ એવા જેરૂસલમના લોકોને જોઇ "તે દીલગીર થયા."

પૂર્વ તરફના એક પવિત્ર સૂત્રમાં લખેલું છે કે "દુઃખીની આંખનાં આંસુ તું જાતે લુછી નાખે, તે પહેલાં સૂર્યના સખ્ત કિરણથી તે આંસુને સુકાવા દેતો ના." બીજાના દુઃખ વાસ્તે ઉપર જણાવ્યા પ્રમાણેની દિલસોજી રાખવાને મહાત્મા દરેક શિષ્યને આજ્ઞા કરે છે. માટે હે શિષ્ય ! ગુરૂદેવનું હૃદય આ દિલસોજીથી ભરેલું જો. આ દિલસોજી એટલી દિવ્ય છે, એટલી શાંતિ આપનારી છે કે જે કોઈ દુઃખના પ્રસંગે, કસોટીના પ્રસંગે, લાલચના પ્રસંગે, ભયંકર જીવન–યુદ્ધ પ્રસંગે, અથવા પ્રચંડ તોફાનના પ્રસંગે પોતાના આત્માની ચક્ષુઓ તેમના ભણી ફેરવશે, તે

આત્માની કસોટીની અંધારી રાત્રિમાં પણ ઉંચે પ્રેરનારા અને મદદ કરનારા દિલસોજીના તરંગોનો અનુભવ કરી શકશે.

માટે હે શિષ્ય ! આ ઉમદા પાઠ શીખ અને દુઃખ પામતા અને આનંદ પામતા જીવો સાથે દિલસોજી રાખવાનું રહસ્ય ગુરૂદેવ પાસેથી સમજી લે. દુઃખી તેમજ સુખી બન્નેને દિલસોજીની જરૂર છે. આ કારણથી મનુષ્યજાતિ સાથે તે સંબંધમાં રહે છે, અને પોતાના હૃદયમાંથી દયાભરી દિલસોજીના ચળકતા પ્રકાશની શાશ્વતી સરિતા વહેવરાવે છે. જો તારે તેમના ખરા શિષ્ય થવું હોય તો સઘળા દુખ પામતા—તેમજ આનંદ પામતા—જીવોને દિલાસોજીની હુંફ આપ. દિલસોજી તે સ્વર્ગમાં ઉછરેલું પુષ્પ છે, અને તેનામાં આ પૃથ્વીના ઝાંખા રંગોને ચળકાટ આપવાનું બળ રહેલું છે. તે પુષ્પ મહાત્માના હૃદયમાં ખીલે છે.

ફરીથી એકવાર ગુરૂદેવના હૃદય ભણી પૂજ્ય-

ભાવથી જો. આ વખત તું આનંદ જુએ છે. એક દીક્ષિત શિષ્ય જણાવે છે કે " અખિલ સૃષ્ટિ દુઃખમાં ઝુર્યા કરે છે, અને દિવ્ય બાલકની રાહ જોતી પ્રસૂતિની પીઠા અનુભવે છે." તે છતાં તારા ગુરૂદેવના ઉદાર હૃદયમાંથી તો પવિત્ર અને ઉંડા આનંદનો શાશ્વત ઝરો વહ્યાં કરે છે. તે સઘળાં ભુવનોપર પોતાના આનંદની મહા નદીને વ્હેવરાવે છે.

લાલ અરૂણોદય તે આનંદને પ્રકટ કરે છે. ચળકતી રેતી સાથે અથડાઇને નાશ પામતા ગર્જના કરતા જળના કલ્લોલો પણ તે આનંદનોજ નાદ કરે છે. અનેક પ્રકારના પ્રકાશથી ગેલ કરતી અને અસ્ખલિત ગતિથી જળબિંદુને ઉછાળતી નદીઓ તેજ આનંદનું ગાન કરી રહી છે. જંગલના વૃક્ષો પણ પાંદડાંના ખખડાટ સાથે આનંદ પ્રદર્શિત કરે છે. એકાંતમાં આવેલા પર્વતોનાં ભવ્ય શિખરો પણ ગુરૂદેવના હૃદયમાં રહેલા આનંદનીજ પરાકાષ્ઠા

સૂચવે છે. વૃક્ષના પાંદડાની ઘટામાં રહીને પક્ષીઓ આનંદનો ધ્વનિ કાઢે છે. વિવિધ રંગનું દરેક પુષ્પ પણ આનંદ, આનંદ અને આનંદ પોતાના હાસ્યવડે સૂચવે છે.

આપણે બધાં પ્રકાશમય પ્રભુનાં બાલકો છીએ, અને અપરિમિત ભવ્યતા ધારણ કરનાર એવા પ્રભુના પુત્રો અને પુત્રીઓ છીએ, માટે આપણને આનંદી થવાને ઘણાં ઉંડાં કારણો છે, આપણે આપણાં ગૃહ ભણી પાછા વળતા પથિકો-યાત્રાળુઓ છીએ, માટે આપણાં હૃદયો આનંદથી ઉભરાઈ જવાં જોઇએ.

માટે હે શિષ્ય! તું જાણ કે આનંદી થવું-આનંદમાં રહેવું એ તારૂં કર્તવ્ય છે. જો તારે તારા ગુરૂદેવના જેવા થવું હોય તો આ આનંદ-સ્વરૂપને ખીલવ; જીવનના ઉંડા આનંદનો અનુભવ કર, પ્રભુના આનંદને પ્રકટ કર; દિલાસાને વાસ્તે, ધૈર્યને વાસ્તે, અને મદદને વાસ્તે તારી પાસે આવતી

દરેક દિલગીર વ્યક્તિ તરફ તારી સઘળી શક્તિઓ આનંદ ભેર પ્રદર્શિત કર. આનંદ—આનંદ ને આનંદ તારા હૃદયમાંથી વહેવા દે.

કારણ કે ગુરૂદેવનું હૃદય સંપૂર્ણ આનંદથી ભરેલું છે. તેમનો આનંદ તારા ઉપર વરસો, અને તારૂં હૃદય સાતે ભુવનના સ્વરો, રંગો અને આકારોના સૌંદર્યથી ભરાઓ, અને અમર આત્મા જે કેવળ એક પ્રભુની સમીપમાંજ આનંદ અનુભવે છે તે આત્માના આનંદથી તું પૂર્ણ બન.

પ્રાચીન કાળથી લખાતું આવ્યું છે કે "પ્રભુ પ્રેમ સ્વરૂપ છે." અને જો ગુરૂદેવના હૃદય તરફ એકવાર વધારે આપણે દૃષ્ટિ કરીશું તો એક બાબત પ્રકટ થશે કે દિલસોજીનું મૂળ પ્રેમ છે. આનંદનું ઉદ્‌ભવસ્થાન પણ પ્રેમ છે. પ્રેમ સ્વરૂપે દિવ્ય છે; પ્રેમનું મૂળ એક પ્રભુ છે, પ્રેમ એ શાશ્વત પુરૂષની માફક શાશ્વત છે, પ્રેમ એ આત્મભોગનું–યજ્ઞનું ચિન્હ છે, પ્રેમ એ બીજાઓને ખાતર કુ-

રાતા મહાસ્વાર્થત્યાગનું કારણ છે. એક દીક્ષિતે કહ્યું છે કે "પ્રેમ અશુભનું ચિંતન કરતો નથી; પ્રેમ લાંબા સમય સુધી દુઃખ અનુભવે છે, છતાં તે દયામય છે; કારણ કે પ્રેમ એ મહાનિયમની પૂર્ણાહૂતિ છે."

હે પ્રિય શિષ્ય! આ સૂવર્ણમય મૌન-મંદિરમાં થોડી વાર આરામ લઈ શાંત થઇ જા, અને સર્વ મોટાં ભુવનોમાં પ્રકટી નીકળેલા અને સ્ફુરતા પ્રેમનાં આંદોલનોનો સાક્ષાત્કાર કર; કારણ કે સઘળા પ્રેમનું મૂળ પ્રેમનું તેજોમય હૃદય છે, અને તે પ્રેમના હૃદયમાંથી તારા ગુરૂદેવે પણ પોતાના પ્રેમનો અગ્નિ પ્રકટાવ્યો છે.

હે ચેલા! જે સમયે તું પ્રેમની મૂર્તિરૂપ તારા ગુરૂદેવનું ધ્યાન કરે તે વખતે યાદ રાખજે કે જે પ્રમાણમાં તું સઘળી પેદા કરેલી વસ્તુઓ અને જીવો તરફ નિઃસ્વાર્થ પ્રેમ દર્શાવીશ, તે પ્રમાણમાં જેનું મૂળ પ્રેમમાં છે, તેની સાથે તુ ઐક્ય પામીશ.

ગુરૂદેવના હૃદયમાં રહેલો પ્રેમ આ પૃથ્વીની આસપાસ એક બુરખાની માફક વિંટાયેલો છે. તે અખિલ પૃથ્વીની આસપાસ વસ્ત્રની માફક એવી રીતે લપેટાઇ જાય છે કે સઘળા પ્રાણધારી જીવો જાણતાં કે અજાણતાં તે પ્રેમમાં વસે છે, ચાલે છે અને પ્રેમનો અનુભવ કરે છે.

દુઃખનો અંત લાવવાનો, અને દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ શોધવાની શ્રીબુદ્ધને પ્રેમને લીધેજ જરૂર પડી હતી.

પ્રેમ સઘળાં દુઃખને મટાડે છે.

જે **પ્રેમનો** શિષ્ય થવા ઇચ્છે છે, તેના હૃદયમાં કોઇ પણ અશુભ વિચારને સ્થાન મળવું જોઇએ નહિ. દયા, નમ્રતા, સભ્યતા, નિઃસ્વાર્થતા નિરભિમાન અને સુંદર ધૈર્ય; આ બધાં પ્રેમનાં બાળકો છે.

તારા ગુરૂદેવના હૃદયના મધ્ય બિન્દુમાં તને જણાયેલી પ્રેમની પવિત્રજ્વાળા સંમુખ તારૂં શિર ભક્તિભાવથી ઝોકાવ; તેમના પ્રેમમંદિરમાં વાસ

કરતાં શીખ. તેમના મંદિરના પૂજક તરીકે—તેમના પ્રેમના દૂત તરીકે મનુષ્યજાતિના ભ્રાતૃભાવને મદદ કરવાની પ્રતિજ્ઞા લે.

તેમનો પ્રેમ તારાપર વરસો, અને સઘળા યુગો સુધી—રે—સર્વ વસ્તુઓની છેવટની દિવ્ય પૂર્ણાહુતિ થાય ત્યાં સુધી તે પ્રેમ તારી સાથે રહો.

હે શિષ્ય ! હજુ એકવાર ફરીથી દૃષ્ટિ ફેરવ અને શીખ. તારા ગુરૂદેવના હૃદયરૂપી હીરાનો બીજો એક પાસો જો. હવે તે દિવ્ય ધૈર્યરૂપે સ્ફુરી નીકળે છે. જેને પ્રકાશ તરફ જવું હોય તેનામાં ઘણીજ ઉચ્ચ પ્રતિનું ધૈર્ય હોવું જોઇએ. ગુરૂદેવે પણ પૂર્ણતા પ્રાપ્ત કરી તે પહેલાં તેમને ધૈર્યને ખીલવવું પડયું હતું, વધારવું પડયું હતું અને સબળ બનાવવું પડયું હતું, નહિ તો તે પૃથ્વીની અંધારી જગ્યાના કાદવમાં રગદોળાતા હોત. સર્વ મેળવવાને સર્વ પ્રકારની હિમ્મત રાખવાની જરૂર છે. તે સઘળાં ભુવનોનાં યુદ્ધોમાં એકલા અને નિરાધાર એટલા માટે લડયા કે યુદ્ધ ભૂમિપર તેમની પાછળ,

આગળ વધવાને પ્રયત્ન કરતા નિર્બળ બંધુઓને કેવી રીતે સાહાય્ય આપવી તે બરાબર જાણી શકે.

સબળ શત્રુઓથી અથવા અનેક પરાભવોથી ગભરાયા વિના અનેક સંકટોમાં થઈ પસાર થવાથી તેમનું ધૈર્ય વિશેષ અને વિશેષ વધવા લાગ્યું, અને અત્યારે તે ધૈર્ય તને સુંદર, સબળ અને સત્ય દેખાય છે.

માટે હે મૂર્છા પામતા શિષ્ય ! વધારે હિમ્મત ધારણ કર; નવું બખ્તર પહેર. યુદ્ધ ભયંકર હોય કે લાંબો સમય ચાલે, તેથી શું થયું ? પર્વતોનાં શિખરો વાદળ સુધી ઉંચાં અને ઘણે દૂર આવેલાં હોય અને તારા થાકી ગયેલા પગમાં ખડકોથી ઘા પડતા હોય તો પણ શું થયું ! તારો સાંકેતિક શબ્દ " આગળ અને હજુ આગળ, " એજ હોવો જોઇએ; કારણ કે ગુરૂદેવ પણ તેજ માર્ગે ચાલેલા છે. જો આ પત્થર ઉપર તેમનું રૂધિર પડેલું છે, અને પેલા પત્થર આગળ તે મૂર્છા ખાઇને પડયા હતા.

જો આ સ્થળે તે પોતાનું ઉજ્જવળ ભવ્ય સાધ્યબિન્દુ ભુલીને માર્ગથી વિમુખ થવા લાગ્યા હતા; કારણ કે તે શોધથી તે થાકી ગયા હતા. છતાં તેમના વિશાળ હૃદયે નવું ધૈર્ય ધારણ કર્યું, અને સાધ્યબિન્દુની પ્રાપ્તિ થઈ ત્યાં સુધી આ પ્રમાણે આગળ ચલાવ્યાં કર્યું. હજુપણ તેમની દૃષ્ટિ આગળ વધારે ઉચ્ચ શિખરો જણાય છે; અને તે આગળ અને ઉંચે ચઢયાં કરે છે. અને પાછળ રહી ગયેલા—આગળ વધવા શ્રમ લેતા—પોતાના બંધુઓને મદદ કરવાના કામ સિવાય તે જરા પણ અટકતા નથી.

હે ઉમેદવાર શિષ્ય ! આ પ્રમાણે તારે નિરંતર સહન કરવું જોઇએ, તેમના બળનું ધ્યાન કર, અને તેમના અતિશય ધૈર્યવાળા હૃદય ભણી એકવાર ફરીથી નજર કર; અને ઈશ્વરી ધીરજરૂપી ચળકતું રત્ન શોધી તારી દૃષ્ટિ ત્યાં સ્થિર કર. રાક્ષસના જેટલી હિમ્મતની સાથે ધીરજરૂપી નમ્ર કબુતર તે હૃદયમાં વાસ કરે છે. જો તેમની આવી ધીરજ ન હોય તો ડગમગતા ચેલાને શી આશા રહી શકે ? ગે-

લીલીના મહાત્માએ કહ્યું છે કે " જુઓ ! હું ઉભો
ઉભો દ્વાર ઠોકું છું; જો કોઇ મનુષ્ય પોતાના હૃદ-
યનાં દ્વાર ઉઘાડશે તો હું અંદર પ્રવેશ કરીશ અને
તેની સાથે મારો વાસ કરીશ." સખ્ત હૃદયો
પોતાનાં દ્વાર ઉઘાડે ત્યાંસુધી રાહ જોવામાં કેટલી
મીઠી ધીરજ હોવી જોઇએ ? અહીં પરાણે દ્વાર ઉઘડા
વાની વાત નથી; કારણ કે ગુરૂદેવ, શ્રી બુદ્ધ
કે શ્રી કૃષ્ણ કે સર્વ જીવોના નાથ પોતે આત્માનાં
બંધ કરેલાં દ્વાર પરાણે ઉઘડાવી શકે નહિ; અને
ત્યાં સુધી નમ્રતાથી રાહ જોવામાં ધીરજ સિવાય
બીજું કાંઇ સંભવી શકેજ નહિ. આ પ્રમાણે ગુરૂ-
દેવના હૃદયમાં આ ધીરજનો મીઠો ગુણ જોઇને, હે
ભક્ત ! તારે જરાપણ અધીરાઈ બતાવવી નહિ.

કોઇ પ્રત્યુત્તર આપતાં ગમે તેટલો વિલંબ
કરે તો પણ તારા ગુરૂદેવ પાસેથી શીખવામાં
આવેલી દિવ્યધીરજ અને નમ્રતાથી રાહ જોવી,
તેજ તને યોગ્ય ગણાય. જ્યારે તું કોઇ ઉતાવળીઉં
કામ કરવાને અથવા અસભ્ય વચન બોલવાને લલ-

થાય ત્યારે તારા ગુરૂદેવની નમ્ર મૂર્તિનો વિચાર કર. મજબૂત રીતે બંધ કરેલાં દ્વાર આગળ વારંવાર ઉભાં રહેતા અને તે મુમુક્ષુજીવ ત્વરાથી તે દ્વાર ખુલ્લાં કરી દે એવી ભાવના સાથે તે દ્વાર આગળ ધીરજથી રાહ જોતા તારા ગુરૂદેવની કલ્પના કર.

અથવા તો કોઈ સ્વેચ્છાચારી આત્મા પુષ્પમય માર્ગમાં રહેલા ખાડાથી અજ્ઞાન હોવાને લીધે માર્ગથી પતિત થવા ઇચ્છતો હોય તો ગુરૂદેવ તેને મદદ કરવાને અને તેને સીધે માર્ગે લાવવાને કેટલી બધી ધીરજથી રાહ જોયાં કરે છે! તે જો એક જણે સત્ય રીતે જણાવ્યું છે કે "જ્યારે શિષ્ય તૈયાર થાય છે, ત્યારે ગુરૂદેવ તો તૈયાર હોય છેજ, કારણ કે તે તો તેની રાહ જોતાજ હોય છે; તે તો દીવ્ય ધીરજના અનુપમ આદર્શ છે."

સર્વને શાંતિ, શાંતિ, શાંતિ.

હે જીવન યુદ્ધના સૈનિક! સતત યુદ્ધના બોજા અને દબાણુથી થાકી ગયેલા, અને આરામ અને શાંતિના ઉત્સુક હે શિષ્ય! હવે જો! ગુરૂદેવ તને

શાંતિ બતાવે છે.

મૌનમંદિરમાં તું પ્રબલ રીતે વસી શકયોછું. તેના સોનેરી પ્રકાશમાં શાન્તિ આપવાનું સામર્થ્ય રહેલું છે. તેનું વાતાવરણ યોગ્ય રીતે પ્રાપ્ત કરેલા આરામથી ભરેલું છે, અને તેમાં થઇને મધુર રૂપેરી અવાજ નીકળ્યાં કરે છે.

તે શાંતિનો મધુર નાદ ગુરૂદેવના હૃદયમાંથી પ્રકટ થયો છે. " બુદ્ધિના કળ્યામાં ન આવે તેવી શાંતિ " ગુરૂદેવ પોતાના પ્રેમમય હૃદય સમીપ આવી પહોંચતા પોતાના સ્વીકારેલા શિષ્યોને આપે છે; અને જ્યારે તે પોતાની શાંતિ આપે છે, ત્યારે સઘળાં ભુવનોમાં એવું કાંઈ પણ નથી કે જે તેમ-નાપર આધાર રાખનારા હૃદયને સંક્ષોભ પમાડે કે ઘાયલ કરે.

ઉમેદવાર શિષ્ય પોતાના અંતરાત્મામાં આ શાંતિનો એકવાર અનુભવ કર્યો પછી હેરાન થયેલા જીવો તરફ શાંતિના દૂતનું કામ કરે છે. દુનિયાના વેરવિરોધ ઉત્પન્ન કરતા પ્રસંગો વચ્ચે તે સંપ

અને એકવાક્યતા પ્રકટાવે છે. કારણુ કે તે ગુરૂના શાંતિમય હૃદયને પોતાના સારૂ શોધતો નથી, પણુ તે એટલા સારૂ શોધે છે કે તેના દ્વારા માંદા તેમજ મરી જતા–લાલચમાં ફસાયેલા તેમજ લાલચની સામે યુદ્ધ કરતા–સઘળા જીવોને શાંતિ મળે. સઘળાને તે મહાત્માની શાંતિના પ્રબળ આંદોલનોની અસર થવીજ જોઇએ.

ગુરૂદેવના રત્નમય હૃદયનુ આ ઝાંખું દર્શન ખરા ઉમેદવાર શિષ્યોના કલ્યાર્થે એટલા માટે લખવામાં આવ્યું છે કે તેઓ જાણી શકે કે તેઓ તે દિવ્ય પવિત્ર પુરૂષને કેટલા બધા પ્રિય છે, તેઓના કટાકટીના પ્રસંગે તેમની કેવી રીતે સંભાળ લેવામાં આવે છે, અને તેમને મદદ કરવામાં આવે છે. આ જ્ઞાન આપવાનો હેતુ એ છે કે મનુષ્ય-જાતિને મદદ કરવાને ગુરૂદેવની પ્રણાલિકા થવાનો તેઓનો જીવન ઉદ્દેશ સતેજ થાય.

સર્વને શાંતિ, શાંતિ, શાંતિઃ

## પાંચ સાંકેતિક ચિહ્નો.

જેઓને ત્રણ મહા દીક્ષાઓ ભણી લઇ જતા માર્ગે ચાલવાની ઈચ્છા હોય તેમણે પાંચ ચિહ્નોનો અર્થ સમજવો જોઇએ.

આ અર્થ સહેલાઈથી સમજાતો નથી, પણ જ્યારે શિષ્યે પોતાના હલકાં શરીરો પર કેટલેક અંશે પણ કાબુ મેળવ્યો હોય છે, અને જ્યારે તે ઉંડા ધ્યાનની કિંમત અને ઉપયોગ શીખ્યો હોય છે, ત્યારેજ તેનો અર્થ તે સમજી શકે છે.

સ્થૂલ શરીર પવિત્ર હોવું જોઇએ; તેને કેવળ સાત્ત્વિક ખોરાકથી પોષવું જોઇએ. મધ, દૂધ અથવા પાણી અને ફળોનુંજ ખાન પાન થવું જોઇએ કે જેથી તે શરીર પવિત્ર, શુદ્ધ અને સાત્ત્વિક ખોરાકથી બંધાય અને તે સૂક્ષ્મભુવનોનાં ઉચ્ચ અને સૂક્ષ્મ આંદોલનો ઝીલવાને વધારે અનુકૂળ બને. જ્યાં પવિત્ર વિચારો હોય ત્યાં પવિત્ર કાર્યો થવાંજ જોઇએ.

વાસના શરીર અને માનસિક શરીર વચ્ચે સુસંપ ઉત્પન્ન કરીને ભક્તિ અને પ્રેમમય સેવાથી બુદ્ધિશરીર—આનન્દમય કોષને તે ઉચ્ચ સ્થિતિનાં અદ્ભુત આંદોલનો ગ્રહણ કરી શકે એવું બનાવવું જોઇએ.

દરેક શરીરને શાંત અને ઉચ્ચ આંદોલનો ઝીલવાને અનુકૂળ બનાવીને, અને પ્રકાશમય પ્રભુ તરફ હૃદયમાં અત્યંત પ્રેમ ધરાવીને, પૂર્ણ ધ્યાનથી મૌન મંદિરમાં પ્રવેશ કર, અને દીક્ષિતો તથા મહાત્માઓના ભ્રાતૃમંડળને જાણીતું ચિહ્ન ઝગઝગતી તરવાર જો. તે શું સૂચવે છે?

તે તરવાર માની પણ ન શકાય એટલા વેગથી ચારે બાજુએ ફરી વળે છે, તેમાંથી જ્વાળા નીકળે છે અને અમાપ્ય આકાશમાં જે સમયે તે પોતાનો માર્ગ કરે છે, અને સ્થૂલ ભુવન પર જેનું પ્રતિબિંબ નથી તેવાં ભુવનોના સંબંધમાં આવે છે, તે સમયે અવર્ણનીય તેજ તેનામાંથી સ્ફુરી નીકળે છે.

આ જીવની ચક્રાકારે ફરતી જ્વાળાને જોઇ જીવ ભયથી પાછો હઠે છે. પણ હે શિષ્ય ! તું ભય પામતો ના. તે જીવનનો સંદેશો આપે છે; કારણ કે આ આત્માની તરવાર છે. તે દીક્ષાના સુવર્ણદ્વારના નાકાનું રક્ષણ કરે છે. જ્યાંસુધી આ બળતી તરવાર તે મુમુક્ષુ હૃદયના દરેક ખુણેખોચરે ફરી ન વળે, અને જ્યાં સુધી આ આત્માની તરવાર વડે, દરેક પાપને શોધીને, કાપી નાખવામાં ન આવે, અને જ્યાં સુધી અંદર ભરાઈ બેઠેલી પણ અજ્ઞાત એવી દરેક અશુભવૃત્તિના મૂળનો સર્વથા ઉચ્છેદ એકવાર નહિ પણ હમેશને માટે ન કરવામાં આવે ત્યાં સુધી તે દીક્ષાના દ્વારમાં કોઇપણ ઉમેદવાર–મુમુક્ષુ –પ્રવેશ કરી શકે નહિ.

કારણ કે આત્મા દિવ્ય છે, તેનો જીવન ઉદ્દેશ અને પ્રવૃત્તિનો હેતુ અશુભ કાર્યના નાશ માટે, દ્વેષના સંહાર માટે, અને અપવિત્રતા, પારકાનું અશુભ કરવાની વૃત્તિ, અને અહંકારથી રંગાયેલા

દરેક વિચારોને સખ્ત રીતે ભેદવા માટે છે. અને જ્યારે તે પાપભાવનાને કાપી નાખે છે, છુપા દોષોને પ્રકટ કરી તેમના નાશ માટે પ્રવૃત્તિ કરે છે, ત્યારે મુમુક્ષુમાં રહેલા દિવ્ય આત્માને ખરૂં જીવન મળે છે. અને દિવ્ય જીવનના વિકાસ માટેનો તેમજ પ્રેમ, પવિત્રતા, સત્ય, ભક્તિ, નમ્રતા અને સેવાનાં દિવ્ય પુષ્પોની ખીલવણી માટેનો માર્ગ ખુલ્લો થઈ જાય છે.

માટે આ આત્માની તરવાર–દીક્ષાના દ્વારનું રક્ષણ કરતી આ જળહળતી તરવાર–તારા હૃદયનો દરેક ખુણો તપાસે તો તે સમયે હે શિષ્ય ! જરા પણ ગભરાઈશ નહિ.

ધ્યાન કર–ઉંડો વિચાર કર અને જો. અસ્ત્રાની ધાર જેવા આ માર્ગના બીજા પગથિયા માટે જે તૈયાર હોય તેને વાસ્તે તે તરવાર દ્વારો ખુલ્લાં કરી દે છે.

મનુષ્યમાં રહેલો દિવ્ય સ્ફુલિંગ વિશ્વમાં

રહેલા દિવ્યઆત્માનું પ્રતિબિમ્બ—ઝાંખું પ્રતિબિમ્બછે.

આ ઝળહળતી તરવાર બ્રહ્માંડની તેમજ પૃથ્વીની સર્વ વસ્તુઓના અંધકારમય ઉંડા ખાડાઓમાં પ્રકાશ નાખે છે. એટલુંજ નહિ પણ મનુષ્યનાં અનેક વૃત્તિઓથી મિશ્રિત હૃદયનાં છુપાં સ્થળો, જ્યાં સંખ્યાબંધ જીંદગીઓના કચરાનો ઢગલો ઘણા જમાનાથી એકઠો થયો છે, ત્યાં પણ તે પ્રકાશ નાખે છે.

આ પ્રમાણે તેનું કામ શુદ્ધ કરવાનું, નાશ કરવાનું અને જીવન આપવાનું છે. માટે હે શિષ્ય ! આ તરવારમાંથી નીકળતા ઝગઝગતા કિરણો પ્રત્યે તારા હૃદયના ઉંડા ભાગોને ખુલ્લા રાખ. તારી કોઇ વ્હાલી નિર્બળતાના મૂળ ઉપર તેથી ઉંડા ઘા પડે ત્યારે આભાર માન; કારણ કે ત્યારેજ તું મૌનમંદિરમાં તારી અને તારા જેવા બીજા મુમુક્ષુ હૃદયો સંમુખ બીજું ચિહ્ન—પ્રકાશનો સ્વસ્તિક (ક્રોસ) જોઇ શકીશ.

સ્વસ્તિક. આ બીજું ચિહ્‌ન જૂદાજ પ્રકારનું છે. તેમાંથી મીઠા ગુલાબી રંગનો પ્રકાશ દરેક દિશાએ તેજની નદીના રૂપમાં સ્ફુરી નીકળે છે.આવો આબેહુબ પ્રકાશ કેવળ ઉચ્ચ ભૂમિકાપરજ માલૂમ પડે છે. અરે ! મોટામાં મોટું આશ્ચર્ય તો એ છે કે આ સ્વસ્તિક એક છે, છતાં અસંખ્ય છે. આ દરેક સ્વસ્તિક સાથે ખુશીથી અને પ્રેમમય સ્વાર્પણભાવથી દરેક જીવ બંધાયેલો છે. કારણ કે આ પ્રાચીન પણ ક્ષણે ક્ષણે નવીનતા પામતું દીક્ષાનું ચિહ્‌ન છે. તે સ્વસ્તિક ઉપર સૂનારા જીવોએ હંમેશને માટે પોતાનું હુંપણું, પૃથ્વી અને તેના આનંદો, વાસના ભુવન અને વાસનાનાં અતિ ઉત્કટ સુખો, માનસિક ભુવન અને મનને લલચાવનારાં પ્રલોભનો—આ સર્વનો ત્યાગ કર્યો છે. પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તવું, અને જ્યારે જ્યારે, જ્યાં જ્યાં તે ઇચ્છે, ત્યારે ત્યારે ત્યાં ત્યાં તેની સેવા કરવી, એ એક સાધ્ય બિન્દુ સિવાય સર્વનો ભોગ આપવામાં આવ્યો છે, સર્વનો

ત્યાગ કરવામાં આવ્યો છે.

આ સ્વસ્તિકમાંથી વહેતો પ્રકાશ ઘણોજ મીઠો અને શાંતિજનક છે. તે પુણ્યશાળી તેમજ પાપી સર્વપર એક સરખી રીતે પડે છે. અને જ્યાં તે પડે છે, ત્યાં તે શાંતિ ફેલાવે છે, અને દિલાસો આપે છે. તે પ્રભુની સાથે એકતા પામવાની અને વધારે સારૂં જીવન ગાળવાની આપણી અપૂર્ણ રીતે ફરેલી ભાવનાને પ્રોત્સાહન આપી નવું જીવન આપે છે કે જેથી સ્વાર્થી મનુષ્યો નિઃસ્વાર્થતાનું સૌંદર્ય જોતાં શીખે છે, અને તે પ્રોત્સાહક અને વહેતા પ્રકાશમાં, દ્વેષ રાખનારાઓ પણ ન્હાવા લાગી જાય છે; નાસ્તિકો ઈશ્વરને માનવા લાગે છે; ઘાતકી મનુષ્યો પણ દયા અને દિલસોજીની ભાવનાના ઉંડા ધબકારા અનુભવે છે; અને તે સ્વસ્તિકમાંથી સ્ફુરી નીકળતા પ્રકાશથી સઘળી મનુષ્ય જાતિ ઉંચે ચઢે છે—તેને મદદ મળે છે અને તેના ઘા રુઝાય છે.

બધાં ભુવનો પર આ જીવતો સ્વસ્તિક પ્રકાશી

રહેલો છે. તે એક તેમજ અનેક છે, અને મહા ત્યાગનું ચિહ્ન છે. હે શુદ્ધ અંતઃકરણવાળા શિષ્ય ! આ આત્મભોગના મહા નિયમનું ધ્યાન કર, અને ઈતિહાસના છેક પ્રારંભ કાળથી અત્યાર સુધી સઘળા સમયોમાં આ સ્વસ્તિકે શા કારણથી પોતાની સત્તા ચલાવી છે, તેનું કારણ સમજ.

અહા ! ઉપર પ્રમાણેનો સ્વસ્તિકમાં અર્થ છે, પણ તેના કરતાં પણ વિશેષ—ઘણો વિશેષ અર્થ તેમાં રહેલો છે. અંધારા આકાશની માપી પણ ન શકાય તેવી ઉંડાઈમાં તેની જળહળતી જ્યોતિ અજ્ઞાત રીતે વ્યાપી રહેલી છે. મોટા દેવાધિદેવો અને સામાન્ય દેવો, વિશ્વોની પ્રગતિના મહત્ત્વના કામમાં તે સ્વસ્તિકના ચળકતા માર્ગે ચાલ્યા જાય છે; તેઓ પોતાની ચક્ષુઓ ઉપર પડદો નાખે છે, અને તે ચિહ્નને ઘણાજ ઉંડા ભક્તિભાવથી નમે છે; તેઓ પણ તે ચિહ્નને સમજ્યા નથી.

અનંત જીવનનો સ્વસ્તિક સદાકાળ ચાલુ છે.

હે મુમુક્ષુ જીવ ! ઘણાજ આભારની લાગણીથી તારો સ્વસ્તિક ગ્રહણ કર, અને તારા હલકા સ્વભાવને તે સ્વસ્તિક સાથે જોડીને અને તારા ઉચ્ચ સ્વભાવને તે સ્વસ્તિકના ભવ્ય પ્રકાશમાં ન્હવડાવીને ત્રણ ભુવનમાં તારા ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે વર્તવાને મોકલી આપ.

**તારો.** આ પ્રમાણે તું ધીમે ધીમે નિઃસ્વાર્થ પ્રેમની કેળવણી મેળવીશ કે જેથી નિર્મળ ચક્ષુવડે તું ગુપ્ત તારાને જોઈ શકીશઃ જ્યાં તે મહા પ્રભુનો તારો પ્રકાશી રહ્યો છે, ત્યાં તે મુમુક્ષુ હવે ઉભો છે. તે મહાપ્રભુ એજ મહાદીક્ષા આપનારા એકજ છે, અને જ્યાં સુધી મનુષ્યજાતિ પૂર્ણતાએ ન પહોંચે ત્યાં સુધી તે આ પૃથ્વીની સાથે સંબંધમાં રહેવાના છે. જેણે આટલે દૂર અને આટલા લાંબા સમય સુધી તે સાંકડે માર્ગે ચાલવાને હિંમત ધરી છે, તેના શરીરને જે સમયે તે તારામાંથી સ્ફુરતા પ્રકાશનો સ્પર્શ થાય છે, તે

સમયે, જુઓ !—એક મોટો ફેરફાર થઇ જાય છે. તે શિષ્ય હવે નિર્ભય બને છે. જે શાંતિ જ્ઞાનથી કળ્યામાં આવતી નથી તેવી શાંતિના વાતાવરણમાં તે સ્નાન કરે છે.

હવે તેના માર્ગમાં કોઇ વિઘ્ન નાખી શકે નહિ. એકવાર તારો જોવામાં આવ્યો અને તેનું રહસ્ય સમજવામાં આવ્યું કે આત્મા—પ્રભુનો દૈવી અંશ—પોતાનું સ્વામિત્વ સ્વીકારે છે, અને ચૈતન્યની અભેદતા અનુભવે છે.

જેના પગ નિર્મળ નથી, જેનું હૃદય પવિત્ર નથી અને જેનો આત્મા પ્રેમથી પ્રજ્વલિત નથી, તેવી કોઈ પણ વ્યક્તિ આ તારાના પ્રકાશમાં ઉભી રહી શકે નહિ.

આ ગુપ્ત તારો મનુષ્યના વિચારોની કલ્પનામાં પણ ન આવે તેવા પ્રેમનું ચિહ્ન છે. તે પ્રેમ અસંખ્ય બ્રહ્માંડોમાં સ્ફુરી રહેલા જ્વલંત હૃદયમાંથી સઘળાં ભુવનો પર રેડવામાં આવે છે.

મર્ત્ય માનવીના દર્શન પથમાં નહિ આવેલી ભવ્યતાનું પણ તેજ ચિહ્ન છે. જે તે તારાને પ્રકાશતો જોઈ શકે છે, તેને વાસ્ત સઘળા માર્ગો ખુલ્લા છે. અને તે દીક્ષાના પર્વતપરથી તેજસ્વી મુખ સાથે, દિવ્ય બળ સાથે, તીવ્ર દીલસોજી સાથે તે પાછો આવે છે, ત્યારે જેઓ તેની સમીપ જાય છે, તેઓ તેના પ્રેમ અને મદદની હુંફ અનુભવે છે. તે તારાના ગુપ્ત અર્થ, તેની અદ્દભુત ભવ્યતા અને મહિમા વિષે માનુષી શબ્દોમાં બોલવાની કે લખવાની પરવાનગી નથી.

ત્યારે તો મૌન ધરી ફરીથી એકવાર તે તારાનું ધ્યાન કર કે જેથી તેની અપ્રકટ ભવ્યતાનું ઝાંખું દર્શન તેના દિવ્ય તેજ સાથે તારા આત્માના દૈવી અંશને થઇ શકે. " મહા પ્રભો ! મહા રક્ષક ! યજ્ઞમૂર્તિ ! જેનું ગુપ્ત નામ કોઇ પણ મનુષ્ય બોલી શકે નહિ એવા ભવ્યતા અને પ્રકાશના નાથ ! તમારો મહિમા, તમારી કીર્તિ અને તમારી સ્તુતિ

જયવંતાં વર્તો. તમારો તારો પ્રકાશી રહ્યો છે. અમે તેનું પૂજન કરીએ છીએ, અમે તેનું નમન કરીએ છીએ.

*  *  *  *  *

**ત્રિકોણ.** જ્યારે તેઓ ભ્રાતૃમંડળના અધિકારી પુરૂષો, દેવો, ઋષિઓ, મહાત્માઓ અને દીક્ષિતોનું પૂજન કરે છે, ત્યારે એક મોટું ચિહ્ન ધીમે ધીમે બનવા લાગે છે. તે જીવતા સુવર્ણનો ઉંચી ટોચવાળો ત્રિકોણ છે. એક સિવાય–તે ઘણું ઉચ્ચમાં ઉચ્ચ ચિહ્ન છે. આ ત્રિમૂર્તિ છે,–ત્રણમાં રહેલ એક છે. તે ઉત્પન્ન કરનાર, રક્ષણ કરનાર અને નાશ કરનાર છે, જેનાવડે સઘળાં ઉત્પન્ન થાય છે, જીવી શકે છે, અને મરણ પામે છે. મનુષ્યોના વિચારોથી કરી શકાય નહિ તેવું દિવ્ય રહસ્ય ! ઉંડા ધ્યાનની સ્થિતિમાં આત્મા વિચારભૂમિકાની ઉપર ચાલ્યો જાય છે, અને દૂરથી ' એકમાં રહેલી ત્રિમૂર્તિ ' નું કાંઇક ઝાંખું દર્શનપામે છે.

આતુરતાથી રાહ જોતા જીવને કાંઇક ભાસ થાય છે. તેનો સ્પર્શ થઇ શકતો નથી, તે બહુજ ગુપ્ત હોય છે. સઘળી ભવ્યતાઓની ભવ્યતા તેમાં આવી જાય છે. ત્યાં એકતાનો–ભ્રાતૃભાવનો ખરો અર્થ અનુભવાય છે. તે સમયે ઉત્પત્તિ, જીવન, મરણુ, સર્વ મીઠા નાદો, ચળકતા રંગોના ઉચ્ચ કલ્લોલો, અવર્ણનીય ઉત્તમ પ્રેમ, દિવ્ય યજ્ઞ જેમાં કાંઇપણુ બાકી રાખ્યા વિના જરૂર પ્રમાણે સર્વને આપવામાં આવે છે—આ બધાનો અર્થ પણુ તે સમયે તેના ખ્યાલમાં આવે છે.

તે સુવર્ણુમય ત્રિકોણુમાંથી નીકળતા પ્રકાશના સમુદ્રમાં સ્નાન કરી તે આત્મા ઉંચે અને આગળ સઘળા વિશ્વોમાં ધબકી રહેલા શાશ્વત હૃદય ભણી દોરાતો જાય છે. આ છુપા રહસ્યને કોણુ સમજી શકશે ? તેનું વર્ણુન કોણુ કરી શકશે ?

આ મહાતેજસ્વી ભવ્યતા—આ અનંત પ્રકાશ—આગળ સુવર્ણુનું મૌનમંદિર ઝાંખું લાગવા માંડે

છે. અને હજુ પણ આ વિશાળ અને અમાપ્ય આકાશમાં છેલ્લું મહા ચિન્હ મુકુટની માફક શોભી રહ્યું છે.

તે ઉંચામાં ઉંચા ચિહ્ન વિષે કાંઈપણ જાણી શકાય અથવા મનુષ્યોને થોડે ઘણે અંશે પણ જણાવી શકાય તે એક **વર્તુલની અંદર આવેલું મધ્યબિન્દુ** છે. આ ચિહ્ન પ્રકટ ઈશ્વર ( સગુણ બ્રહ્મ ) અને તેની મર્યાદાનું વર્ણન કરવાને શુક્રના ગ્રહથી આવેલા તે મહાગુરૂએ આપ્યું હતું. અને પ્રાચીન પ્રજાઓ પોતાના સાધુ મંડળમાં તેનો છુપો ભેદ જાણ્યા વિના આ ચિહ્નનો ઉપયોગ કરતા હતા.

ટોલ્ટેક પ્રજાની પહેલાની આટલાંટિઅન પ્રજાને આ ચિહ્ન તેઓના મંદિરની ક્રિયામાં એક મોટી દીક્ષાનું સૂચક હતું અને જેઓ તે વાપરતા હતા તે સૂર્યપુત્રો કહેવાતા હતા.

ધ્યાનમાં જ્યારે દીક્ષિતનો આત્મા તેના દિવ્ય પિતા રૂપ ઈશ્વર સાથે એકતા અનુભવે છે, અને

અત્યારસુધી અનુભવમાં નહિ આવેલાં ભુવનો જ્યાં આવેલી વસ્તુઓનું વર્ણન કરવાનો અધિકાર નથી તે ભુવનો–ભણી જાય છે, ત્યારે મહા ચિહ્નનો કાંઈક અર્થ આપણામાં રહેલા પ્રભુના અંશને સમજાવા લાગે છે. કારણ કે અગ્નિપુત્રોના મોટામાં મોટા પણ આ મહાચિહ્નની ઉંચાઈ અને ઉંડાઈ ( સઘળું રહસ્ય ) સમજવા સમર્થ નથી. જેઓ દુઃખના, આત્મભોગના અને ભક્તિના અસંખ્ય અનુભવોદ્વારા કિલ્લાના દ્વાર આગળ પહોંચી ગયા છે, તેઓજ તેનો કાંઇક ઝાંખો અર્થ જાણી શકે.

હવે વધારે કહી શકાય તેમ નથી. હે સત્ય હૃદયના શિષ્ય ! સુવર્ણમય મૌનમંદિરમાં ધ્યાન કર. જો તું યોગ્ય માલુમ પડે અને જો તું તેના બાહ્ય અર્થની દૂરની કોરને અડકી શકે એટલે દૂર તે તીક્ષ્ણ ધારવાળા માર્ગે ગયો હોય તો કદાચ તને પ્રકાશ મળી શકે.

તને શાંતિ હો ! સર્વને શાંતિ હો !!

આ ઉતારાઓ ગુપ્ત પુસ્તકાલયમાંથી લીધેલા છે, અને જેઓ સત્‌ના ખરા શોધકો છે, અને જેઓ અંગીકાર કરાયલા સર્વ શિષ્યોના આગળ પડેલી ત્રણ દીક્ષાઓમાંની પ્રથમ દીક્ષાનાં દ્વાર સમીપ જવાને કટિબદ્ધ થયેલા છે, તેમને માટે લખવામાં આવ્યા છે.

ઘણી બાબતો જે લખવામાં ન આવી હોય તે ધ્યાન કરવાથી આપો આપ ખુલ્લી થઇ જશે.

દરરોજના જીવનની હાડમારીઓ અને બોજો સહન કરીને પોતાના આગળ રહેલા કામ માટે દરેકે તૈયારી કરવી જોઇએ

દરેક પગથિયે મદદ કરનાર રાહ જોતાજ હોય છે—શિષ્ય કદાપિ એકલો હોતો નથી.

બે બાબતોની આવશ્યકતા છે. **ભક્તિ અને સેવા** કરવાનો **દૃઢસંકલ્પ.**

**શાંતિ અને ફરીથી શાંતિ.**



